क्यानि ज्ञानकार्यम्। षष्ठे, भगवन्महिषीवाक्ये भगवद्दास्यप्रार्थनायां संसारे वैराग्यबोधनं भगवत एव वैराग्यकार्यम्। सप्तमे, भगवद्दर्शनार्थे द्वैपायनादीनाम् ऋषीणामागमनम्, तान्प्रति भगवद्व्याख्यानादिकं धर्मिकार्यम्।

प्र० १३ अ० ८२. ८३. ८४. ८५. ८६. ८७.

अतः परं येनैतादृशं चरितं कृतं स कृष्णः परो भगवानिति निरूपयितुं षड्भिरध्यायैर्गुणनिरूपणं क्रियते। तत्र प्रथमे, वसुदेवस्तुतिः, उपदेशदेवकीपुत्रानयनादि ऐश्वर्यम्। द्वितीये वीर्यं द्विविधम्, बुद्धिक्रियाभेदेन। तत्रार्जुनेन सुभद्राहरणादिकं कृतम्, तत्र प्रतिबन्धाभावोऽनिन्द्यत्वं च भगवद्बुद्धिवीर्यम्। श्रुतदेवजनकयोर्मुक्तिदानमेककालावच्छेदेनैकस्वरूप एव 'तद्दिदृक्षया द्विरूपोभूदि'ति क्रिया वीर्यम्, तृतीये श्रुतिगीतायां यशः स्फुटमेव। चतुर्थे श्रीकार्यं शङ्करापन्निवारकत्वात्। पञ्चमे भृगुपरीक्षायां लत्ताप्रहारानन्तरं क्षमैव ज्ञानकार्यम्। षष्ठे, वैराग्यकार्यं स्फुटमेव, स्त्रीभिः सह जलक्रीडायां मनस्तिरोधानं लोकशिक्षार्थमेतावद्गृहस्य धर्माचरणं च वैराग्यम्।

एवं सप्ताशीतिभिरध्यायैर्दशमस्कन्धप्रकरणविभागः॥

---

## स्कन्ध एकादशः।

अतः परं भक्तिसिद्ध्यनन्तरं स्वरूपाप्तिरूपा मुक्तिर्निरूपणीया, सा चैकादशे निरूप्यते। तत्र प्रकरणविभागः। जीवमुक्तिप्रकरणं ब्रह्ममुक्तिप्रकरणं च। अत्र जीवमुक्तिः ब्रह्ममुक्तिश्च निरूपणीया।

अ० १. २. ३. ४. ५.

जीवन्मुक्तिप्रकरणे ब्रह्मभावप्रकरणम्। तत्र जीवमुक्तिर्द्विविधा, ब्रह्मभावसायुज्यभेदेन, तत्र पूर्वं ब्रह्मभावप्रकरणम्, तस्य पञ्चभिरध्यायैर्निरूपणम्। विद्यया ब्रह्मभाव इति विद्यायाः कारणत्वात्, विद्यायाः पञ्चपर्वाणि निरूपितानि पञ्चस्वध्यायेषु तस्मात्पञ्चैवाध्यायाः ब्रह्मभावप्रकरणे। तत्र प्रथमे, वैराग्यनिरूपणम्, ब्राह्मणशापस्य वैराग्योत्पादकत्वात्। द्वितीये, साङ्ख्यनिरूपणम्, कविवाक्येन 'भयं द्वितीयाभिनिवेशतः स्याद् ११-२-३' इत्यादिवाक्येन निराकरणद्वारा भगवद्धर्मबोधनस्य तत्त्वातत्त्वविवेकरूपसाङ्ख्यत्वात्। तृतीये, योगनिरूपणम्, प्रबुद्धवाक्ये गुरूपसत्तिद्वारा भगवद्धर्मशिक्षणं 'सर्वतो मनसोसङ्गमि'त्यादिना ११-३-२३ चित्तवृत्तिनिरोधरूपयोगस्योक्त-

---

[1] "क्षीणा भगवदिरहे मानसेऽतिविह्वले रूपम्" इत्यधिकम्।

त्वात्। चतुर्थे, नारायणतपोनिरूपणेन अन्यावतारचरित्रनिरूपणेनापि चित्तकषायशोपकरूपतपसो निरूपणम्। पञ्चमे, भगवद्भजनाकर्तृनिन्दयाग्रे भगवद्भजनकरणनिरूपणं भक्तिः। एवं पञ्चपर्वाविद्यासिद्ध्या पञ्चपर्वाऽविद्यानिवृत्त्या ब्रह्मभावरूपमुक्तिसिद्धिः।

सायुज्यप्रकरणम्, अ० ६ मारभ्य २९ पर्यन्तम्।

जीवन्मुक्तिप्रकरणे सायुज्यप्रकरणम्, सायुज्यस्य भक्तिकारणकत्वाद् भक्तिसिद्धौ च तत्त्वातिक्रमस्य कारणत्वात्, तत्त्वानां चतुर्विंशतिसङ्ख्याकत्वात्तदतिक्रमबोधनार्थं चतुर्विंशतिभिरध्यायैः सायुज्यप्रकरणनिरूपणम्। तत्र सायुज्यप्रकरणे प्रथमेऽध्याये मूलप्रकृतिनाशो निरूपितः। ब्रह्माणं प्रति यादवान् प्रति भगवद्वाक्योक्तौ यदुकुलसंहारबोधनेन मनुष्यनाट्यत्यागबोधनेन प्रकृतिनाशस्य प्रतीतत्वात्। द्वितीये 'यदिदमनसे'त्यादिना उद्धवं प्रति निरूपितं पुंसो (युक्तस्य) नानार्थ इत्यादिना भेदस्य भ्रमत्वमुक्तम्। अग्रे 'तस्माद्युक्तेन्द्रियग्राम' इत्यादिनात्साधिकरणकजगदीक्षणनिरूपणेन भेदस्य निराकृतत्वान्महत्तत्त्वस्य भेदमूलत्वात् तन्नाशो निरूपितः। अत्र तत्त्वातिक्रमे क्रमो न विवक्षित इति यस्मिन्यस्मिन्नध्याये यस्य यस्य तत्त्वस्य नाशः प्रतीयते तस्मिन् तस्मिन् अध्याये तत्तत्त्वातिक्रम एवाध्यायार्थो वाच्यः। एवं चतुर्विंशत्यध्यायैः सायुज्यप्रकरणं निरूपितम्।

अग्रे अध्यायद्वयेन ब्रह्ममुक्तिनिरूपणम्। तत्राऽहन्ताममतारूपमनुष्यनाट्यत्यागस्य मोचनरूपत्वान्मुक्तिरूपत्वम्। अहन्ताममतानाशकत्वादस्य प्रकरणस्याध्यायद्वयेन निरूपणम्। एवमेकत्रिंशद्भिरध्यायैरेकादशस्कन्धस्य प्रकरणविभागः कृतः। एकोनत्रिंशद्भिर्जीवन्मुक्तिनिरूपणम्। द्वयेन ब्रह्ममुक्तिनिरूपणं पूर्वोक्तरीत्येति।

## स्कन्धो द्वादशः।

| प्र० १ | प्र० २ | प्र० ३ | प्र० ४ | प्र० ५ |
|---|---|---|---|---|
| अ० ३ | अ० २½ | अ० १½ | अ० ३ | अ० ३ |
| कृष्णाश्रयः | जगदाश्रयः | वेदाश्रयः | भक्तिमार्गाश्रयः | भागवताश्रयः |

अतः परं मुक्तानामाश्रयः कृष्ण इति मुक्त्यनन्तरमाश्रयनिरूपणं द्वादशस्कन्धे क्रियते। तत्रैवं प्रकरणविभागः। आश्रयस्य पञ्चविधत्वात्पञ्चप्रकरणानि, कृष्णाश्रयजगदाश्रयवेदाश्रयभक्तिमार्गाश्रयभागवताश्रयाख्यानि। आश्रयस्य पञ्चविधत्वं द्वितीयस्कन्धे उक्तम्। तथा हि, 'दशमस्य विशुद्ध्यर्थमि'त्यत्र २-१०-२

१ "अन्येन" पाठः।

निरूपित नवलक्षणलक्ष्यत्वमेकम्, तत्रैवा "भासश्च निरोधश्च" २-१०-७ इत्यादिश्लोके जगत्सृष्टिस्थितिप्रलयकर्तृत्वरूपं द्वितीयम्। तत्रैवाग्रे त्रितयं तृतीयं तत्र यो वेदेति। २-१०-९ आध्यात्मिकादित्रितयज्ञातृत्वं तृतीयम्। अग्रे स आत्मा 'स्वाश्रयाश्रय' २-१०-९ इत्यत्राश्रयपदद्वयेन लक्षणद्वयं प्राप्यते, स्वस्य पुरुषोत्तमस्याश्रयोऽक्षरं ब्रह्म। नवलक्षणाश्रयत्वेनाक्षररूपं तुरीयम्। तस्याप्याश्रयः कृष्ण इति पञ्चविधत्वम्। एवं च नवलक्षणलक्ष्यत्वं अक्षरे दशलीलायुतत्वं च पुरुषोत्तमे अक्षररूपेण भवनमपि लीलेति आश्रयपदवाच्यस्याक्षरस्यापि लीलात्वमुच्यते। अन्यथा 'स्वाश्रय' इत्यनेनैव चारितार्थ्ये द्वितीयमाश्रयपदं लक्षणेऽनर्थकं स्यात्। 'नवलक्षणलक्ष्यो हि कृष्ण' इत्यत्राक्षरस्य पुरुषोत्तमाभिन्नत्वेन तथानिरूपणम्। एवं पञ्चविधत्वमाश्रयस्य।

तत्र त्रिभिरध्यायैः कृष्णाश्रयप्रकरणं निरूप्यते। तत्र प्रथमं अन्यनिषेधमुखेनाश्रयस्य निरूपणीयत्वात्। लोकनाशधर्मनाशनिरूपणमुखेन स्वतन्त्रतया निरूपणेन च त्रिभिर्निरूपणम्। अग्रे विधिमुखेन निरूपणाज्जगत्सृष्ट्यादिकर्तृत्वनिरूपणमुखेन निरूपणम्। तत्र रूपनामविभेदेन जगतो द्विविधत्वाज्जगदाश्रयनिरूपणेऽध्यायद्वयम्। षष्ठाध्यायपूर्वार्द्धस्य ज्ञानाङ्गत्वाद्देहलीदीपन्यायेन जगदाश्रयवेदाश्रयप्रकरणोभयाङ्गत्वादुभयत्रान्वेति। तस्माज्जगदाश्रये सार्द्धाध्यायद्वयम्। अग्रे वेदशाखाविभागकथनेन वेदाश्रयनिरूपणम्। तत्र वेदस्य प्रवृत्तिनिवृत्तिभेदेन द्विविधत्वाद्देहलीदीपन्यायेन अङ्गत्वात् षष्ठाध्यायपूर्वार्द्धस्य तत्सहितसार्द्धाध्यायेन निरूपणम्। तथा च, त्रिभिः कृष्णाश्रयनिरूपणम्। सार्द्धाध्यायद्वयेन जगदाश्रयस्य निरूपणम्। सार्द्धेन वेदाश्रयस्य निरूपणम्। एवं सप्तभिरध्यायैर्नवलक्षणलक्ष्यत्वजगदुत्पत्त्यादिकर्तृत्वोभयलक्षणकाश्रयो निरूपितः। अतः परं त्रिभिर्भक्तिमार्गकथनेन भक्तिमार्गाश्रय आश्रयो निरूपितः, कर्ममार्गीयोपासनमार्गीयभक्तिमार्गीयभेदेन तस्य त्रिविधत्वात्। अग्रे त्रिभिर्भागवतमार्गनिरूपणेन भागवताश्रयकथनम्। भौतिकादिभेदेन तस्य त्रिविधत्वात्। एवं षड्भिस्त्रितयज्ञातृत्वाक्षरपुरुषोत्तमरूपाश्रयनिरूपणम्। एवं त्रयोदशाध्यायैराश्रयलीलाया निरूपणं द्वादशस्कन्धे कृतम्॥

इति गोष्ठीशालरामचन्द्रभट्टात्मजघनश्यामभट्टकृता श्रीभागवतार्थ-

निबन्धानुसारिणी श्रीभागवतशास्त्रस्कन्धप्रकरणाध्यायानां

## विभागसूचिका

समाप्ता।

---

१ संवत् १८९१ तमे प्राचीनादर्शपुस्तके " घासीभट्टजी " इत्येतेनिनामनिर्देशः कृतः। घनश्यामभट्टनाम्नोपभ्रंशोयं घासीभेति भाति। अथवा व्यवहारयोग्यं इदं लघु नाम स्यादित्यनुमीयते।

श्रीकृष्णाय नमः ॥

श्रीगोपीजनवल्लभाय नमः ॥

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

## श्रीभागवतार्थनिबन्धोक्तरीत्या श्रीभागवतशास्त्रस्कन्ध-प्रकरणाध्यायानाम्

# विभागसूचिका



ઉપક્રમ—નિબંધમાં કહેલા પ્રકારે શ્રીમદ્‌ભાગવતના બારે સ્કન્ધનાં પ્રકરણ અને અધ્યાયના વિભાગ પાડી તેની સૂચિકા કરવામાં આવે છે, 'श्रोतव्यः कीर्तितव्यः' વિગેરે પ્રમાણોથી ભગવાન્ પરબ્રહ્મ પુરુષોત્તમ શ્રીકૃષ્ણચન્દ્રને શ્રવણ કરવા, અને તેમનું કીર્તન કરવું, એમ બહુધા પ્રતિપાદન કર્યું છે. અર્થાત્ ભાગવતમાં શ્રવણાદિના વિષયભુત ભગવાન્ છે. શ્રવણ કંઈ ગમે તે શબ્દનું કે સ્વરૂપનું સંભવે નહિ; પણ શ્રવણ ભગવાન્‌ની લીલાનું જ થઈ શકે. ભગવાન્‌ની લીલા શબ્દાત્મક ભાગવત સ્વરૂપે હોવાથી તેનું શ્રવણ થઈ શકે છે. આ લીલા અને ભગવાન્ ભિન્ન નથી. જેમ સૂર્ય અને સૂર્યનો પ્રકાશ બે જુદા નથી, સૂર્યનો પ્રકાશ સૂર્યરૂપ જ છે, તેમ ભગવાન્ અને ભગવાન્‌ની લીલા જુદાં નથી પણ ભગવદ્રૂપ છે, તેથી તે લીલાદ્વારા ભગવાન જેમ ભક્તોનો નિરોધ કરે છે તેમ આ લીલાના શ્રવણથી ભક્તોનો નિરોધ સહસા થાય છે, એમ નિબન્ધ અને સુબોધિનીજીમાં પ્રતિપાદન કર્યું છે.

## બારસ્કન્ધ શાથી ?

ઉપર લખ્યા મુજબ લીલાશ્રવણદ્વારા* ભગવાન પ્રાપ્ત થાય છે. તે લીલા દશ પ્રકારની છે. †સર્ગ–વિસર્ગ–સ્થાન–પોષણ–ઊતિ–મન્વન્તર–ઈશાનુકથા–નિરોધ, મુક્તિ અને આશ્રય, આ પ્રકારે દશ પ્રકારની છે. આ લીલા શ્રવણ કરનાર અધિકારી જોઇએ, અધિકારીને સાધન જોઇએ. તેથી અધિકારી–સાધન અને દશ લીલા મળી બારની સંખ્યા થઈ, તેથી ભાગવતના સ્કન્ધ બાર છે. તેમાં નીચે પ્રમાણે લીલાવિષયો આવે છે.

| | | | |
|---|---|---|---|
| સ્કન્ધ ૧ માં | અધિકાર | સ્કન્ધ ૨ માં | સાધન |
| સ્કન્ધ ૩ માં | સર્ગલીલા | સ્કન્ધ ૪ માં | વિસર્ગલીલા |
| સ્કન્ધ ૫ માં | સ્થાનલીલા | સ્કન્ધ ૬ માં | પોષણલીલા |
| સ્કન્ધ ૭ માં | ઊતિલીલા | સ્કન્ધ ૮ માં | મન્વન્તરલીલા |
| સ્કન્ધ ૯ માં | ઇશાનુકથા | સ્કન્ધ ૧૦ માં | નિરોધલીલા |
| સ્કન્ધ ૧૧ માં | મુક્તિ લીલા | સ્કન્ધ ૧૨ માં | આશ્રયલીલા |

આવી રીતે બાર સ્કન્ધમાં બાર લીલા છે, એમ સ્પષ્ટ થયું.

ભગવલ્લીલા સ્વતઃ પુરુષાર્થરૂપ છે, શ્રીમદ્‌ભાગવત ભગવદ્રૂપ છે–"પ્રભુ બાર અંગવાળા છે" એવું શ્રુતિ કહે છે, શ્રીમદ્‌ભાગવતને પણ બાર સ્કન્ધ એ બાર અંગ છે. શ્રીગોવર્ધનધરના જેવું ભાગવતનું સ્વરૂપ છે.

| અંગનાં નામ. | સ્કન્ધ. | લીલા. |
|---|---|---|
| બે ચરણ ... ... | ૧–૨... | ... અધિકાર–જ્ઞાન. |
| બે બાહુ ... ... | ૩–૪.. | ... સર્ગ–વિસર્ગ. |
| બે સાથળ ... ... | ૫–૬... | ... સ્થાન–પોષણ. |
| જમણો હસ્ત ... | ૭... | ... ઊતિ. |
| બે સ્તન ... ... | ૮-૯... | ... મન્વન્તર–ઇશાનુકથા. |
| હૃદય... ... ... | ૧૦. | ... નિરોધ. |
| શિર... ... ... | ૧૧. | ... મુક્તિ. |
| વામહસ્ત ... ... | ૧૨. | ... આશ્રય. |

આ પ્રમાણે અર્થપૂર્વક જો આ દ્વાદશાઙ્ગ પુરુષને જાણીએ તો હૃદયમાં સાક્ષાત પ્રભુ પધારે.



---

* श्रवणं नाम भगवद्वाचकतद्वाक्यानां शक्तितात्पर्यनिर्द्धारः। कीर्तनं नाम तन्निर्द्धारपूर्वकं मुखादुच्चारणम्।
इति श्रीपुरुषोत्तमचरणाः

† अत्र सर्गो विसर्गश्च स्थानपोषणमूतयः। मन्वन्तरेशानुकथा निरोधो मुक्तिराश्रयः।

# પ્રથમસ્કંધ–અધિકાર નિરૂપણ



આ પ્રથમ સ્કન્ધમાં અધિકારીનાં લક્ષણ આપવાં છે. અધિકારી ત્રણ જાતના છે. હીન–મધ્યમ–ઉત્તમ.




ઉપર મુજબ ત્રણ અધિકારીનાં લક્ષણ જે જે અધ્યાયોમાં કહેવામાં આવ્યાં હોય તે ભૂલાવવાં ન જોઇએ.

**હીનાધિકારી**–માં પણ શ્રોતા થનારને જિજ્ઞાસાપણું, [માત્સર્યરહિતપણું અને શ્રવણમાં આદર આ ત્રણ જોઇએ. વક્તા થનારને ભાગવતશાસ્ત્ર પરમ્પરાથી શ્રવણ કરેલું, ચાતુર્ય, અને ગુહ્યજ્ઞાન, આ ત્રણ લક્ષણ અવશ્ય જોઇએ. આ ત્રણ પ્રકારે એક શ્રોતાનો અને વક્તાનો ગુણ લઈ આ ત્રણ ગુણ માટે ત્રણ અધ્યાય પ્રથમ, દ્વિતીય, અને તૃતીય કહ્યા છે. તે નીચેના કોષ્ટકથી જણાશે.




આ પ્રમાણે હીનાધિકારી શ્રોતા–વક્તા–ઉભયનાં આ લક્ષણ તપાસવાં. જો આટલો હીન અધિકાર પણ ન હોય તો લક્ષણરહિત–શ્રોતાને સંભળાવવું નહિ અથવા શ્રોતાએ લક્ષણરહિત વક્તા પાસે ભાગવત સાંભળવું નહિ.

---

* निःसंदिग्धं कृष्णतत्त्वं सर्वभावेन ये विदुः । ते त्वावेशात्तु विकला निरोधाद्वा न चान्यथा ॥
पूर्णभावेन पूर्णार्थाः कदाचिन्न तु सर्वदा । अन्यासक्तास्तु ये केचिदधमाः परिकीर्तिताः ॥

શ્રોતા–જે શ્રીકૃષ્ણરૂપી પરમતત્ત્વને સર્વકર્તા, ષડ્ગુણયુક્ત, પરમકૃપાળુ, દીનબન્ધુ, ભક્તિ–જ્ઞાન–કરનાર પતિતપાવન વિગેરે ધર્મો સ્વાભાવિક છે, એવું નિઃસંદિગ્ધ સમજે છે, ભગવાન્‌ને સર્વપણાથી જાણે છે; ભગવાનના આવેશથી અથવા નિરોધથી વિકલ છે, અન્યથા સ્વસ્થ રહે છે; કદાચિત્ પૂર્ણભાવવાળા બને છે સર્વદા નહિ, અન્યનો આવેશ હોવાથી ભક્તિ જેમાં ગૌણ છે, તે જઘન્યાધિકારી–હીનાધિકારી છે. જ્ઞાત જ્ઞાતા હોવાથી જ્ઞાનપ્રાધાન્ય છે.

**મધ્યમાધિકારી** શ્રોતા કે વક્તાનાં ત્રણ લક્ષણ છે. તેના ઉપર ભગવત્કૃપા જોઇએ, વૈષ્ણવનાં લક્ષણ જોઇએ. ભગવાન્‌માં સમ્પૂર્ણ પ્રીતિ–સ્નેહ–ભક્તિ હોવી જોઇએ. (ભગવદીય–વૈષ્ણવનાં લક્ષણ ન હોય તો શ્રવણનું ફલ ન જ મળે. માટે વૈષ્ણવનાં લક્ષણ તપાસીને જ શ્રોતાએ વક્તાનો અને વક્તાએ શ્રોતાનો સમાગમ કરવો.)

### મધ્યમાધિકારી–પ્રકરણ ૨




### ઉત્તમાધિકારી–(પ્રકરણ ૩ જું)

-**ઉત્તમાધિકારીને** દૃઢ વૈરાગ્ય જોઇએ. વૈરાગ્ય તેનું નામ છે કે ભગવાન્ વિના ઇતર સર્વમાં રાગ ત્યજી વિરાગી થઇ પ્રભુમાં એકતાન થવું. આ વૈરાગ્ય ભક્તિમાર્ગીય વૈરાગ્ય છે. આ ખરો દૃઢ વૈરાગ્ય છે. આ વૈરાગ્યથી ભગવાનમાં તત્પરતા થતી હોવાથી ભગવાન્ શ્રીપુરુષોત્તમ દ્વાદશ–અંગ–હોવાથી અને તેરમા અંગી પુરુષોત્તમ મળી તેર અધ્યાયથી આ ઉત્તમાધિકારીનું વર્ણન કર્યું છે. આ અધિકારી ઉત્તમ છે, કારણ કે તે દ્વાદશાંગ પુરુષોત્તમમાં એકતાન છે. જે પુરુષોત્તમમાં એકતાન છે, તે ઇતરમાં રાગરહિત વૈરાગ્યવાન્ છે. આ વ્યાખ્યાથી (અનુમાનથી) ઉત્તમાધિકારીની પરીક્ષા થાય છે. માટે પુરુષોત્તમનાં બાર અંગ–અંગી પુરુષોત્તમ મળી તેરમાં એકતાન થનાર ઉત્તમાધિકારીનું વર્ણન છે. તેનું કોષ્ટક નીચે પ્રમાણે છે:—

### ઉત્તમાધિકારી–પ્રકરણ ૩

દ્વાદશાઙ્ગ પુરુષોત્તમ (અઙ્ગીમાં). તત્પર
દ્વાદશ–અંગ–અંગી–(મળી–૧૩)

બે સાથલ, બે બાહુ, શિર, હૃદય, બે હાથ, બે ચરણ, બે સ્તન.

અધ્યાય—૭ થી ૧૯

# દ્વિતીયસ્કંધ-સાધનનિરૂપણ






આ દ્વિતીય સ્કન્ધમાં સાધનનિરૂપણ કરવામાં આવે છે. સાધન ત્રણ પ્રકારનાં છે. તત્ત્વધ્યાન, હૃદયને પ્રાસાદ, અને મનન. આ ત્રણ પ્રકારનાં સાધન હોવાથી ત્રણ પ્રકરણ આ દ્વિતીયસ્કન્ધમાં છે.

## પ્રથમ સાધન—તત્ત્વધ્યાન, પ્રકરણ-૧




ઉપર મુજબ તત્ત્વધ્યાન આ સ્થૂલ અને સૂક્ષ્મ એમ બે પ્રકારનું હોવાથી તેના બે અધ્યાય છે. તત્ત્વસ્વરૂપનુ ચિન્તાવન એ ધ્યાન છે. આ તત્ત્વ ભગવત્શરીરમાં રહેલાં છે. આ તત્ત્વનું જેમાં વર્ણન થવાથી ભગવત્સ્વરૂપનું જ વર્ણન થાય છે.

## દ્વિતીયસાધન—હૃત્પ્રાસાદ, પ્રકરણ-૨




આ બન્નેમાંથી એકનો હૃત્પ્રાસાદ ન હોય તો શ્રવણ ન થાય. હૃત્પ્રાસાદ એ શ્રવણમાં ઉપયોગી સાધન છે. હૃત્પ્રાસાદ એ મનની શુદ્ધિ છે. આ વક્તાની ચિત્તશુદ્ધિ તો નમન આદરથી સ્પષ્ટ સમજાય છે. ચિત્તશુદ્ધિથી વક્તાને નિષ્કામ અનન્ય ભક્તિ અને સ્વકીય કર્તવ્યમાં દૃઢ નિશ્ચય થાય છે. આવા બે ઉત્સાહથી ચિત્તશુદ્ધિ જણાઈ આવે છે. શ્રોતાની ચિત્તશુદ્ધિની પરીક્ષા, શ્રવણમાં શ્રદ્ધા હોય તે ઉપરથી થાય છે. જેમ દશ લીલાયુક્ત ભગવાનના શ્રવણ શિવાય બીજું શ્રવણ ન રોચે. તેમ દશ લીલા પ્રતિપાદ્ય ભગવાનના સ્વરૂપ વિના તેને બીજા સ્વરૂપમાં આસક્તિ થતી નથી.




બાકી રહેલ છ અધ્યાયથી ભગવાનના શ્રવણરૂપી સાધનનો વિષય શો છે? તેનું લક્ષણ શું છે? અને લક્ષણની પરીક્ષા શી રીતે કરવી તે વિચારવા માટે છે. આ છ અધ્યાયથી શ્રવણ વિષય સાધન નકી કરતાં શ્રવણ જનક સ્થલરૂપની ઉત્પત્તિ એટલે ભગવાન્થી જનન-ઉત્પન્ન થવાનો નિર્ણય-ભગવાન્ આ જગતના ઉપાદાન કારણ છે એવો નિર્ણય કરવો છે.

પ્રથમ પ્રકરણ જો કે બે પ્રકારનું છે. સ્થૂલ અને અન્તર્યામી એવા બે ભેદ છે. તથાપિ મૂર્ત અમૂર્ત એવા અવાન્તર ભેદો જણાવવાની જરૂર છે

મૂર્ત-સ્થૂલરૂપનો ઉત્પત્તિથી નિર્ણય પાંચમા અધ્યાયમાં છે.

અમૂર્ત-જે જીવો તેમનો મૂર્ત સાથે સમ્બન્ધ આ છઠ્ઠા અધ્યાયમાં છે. અને સાતમા અધ્યાયમાં અન્તર્યામીની સર્વ ધર્મ સહિત ઉત્પત્તિ (ખણ્ડશઃ) કહેવાય છે. તેથી ધર્મનો અવતારનિર્ણય કરાય છે.

# તૃતીયસ્કંધ (સર્ગલીલા-નિરૂપણ)



લૌકિક-અલૌકિક સર્ગ-અ૦-૩૩

| બન્ધ સૃષ્ટિ | મુક્ત સૃષ્ટિ |
|---|---|
| (અ૦ ૧ થી-૧૯) | (અ૦ ૨૦ થી-૩૩) |

સાધન અને શ્રવણાધિકાર સિદ્ધ થયો. તેથી તૃતીયસ્કન્ધથી આરંભી-સર્ગાદિ લીલા કહેવામાં આવે છે. સર્ગ બે પ્રકારનો છે. લૌકિક અને અલૌકિક. આ બન્ને પ્રકારનો સર્ગ તેત્રિશ પ્રકારનો હોવાથી આ સ્કંધમાં તેત્રિશ અધ્યાય છે. અલૌકિક સર્ગ ત્રિશ પ્રકારનો છે. એમ વેદમાં-બૃહદ્દારણ્યકમાં છે. અગ્નિ, પૃથિવી, વાયુ, અન્તરિક્ષ, આદિત્ય, દ્યૌ, ચન્દ્રમા, નક્ષત્રો, આ આઠ વસુ અને અગીયાર રૂદ્ર, અને બાર આદિત્ય મળી ૩૧ થયા. ૩૨ મા ઈન્દ્ર, ૩૩ મા પ્રજાપતિ છે. अष्टौ वसव एकादश रुद्रा द्वादशादित्यास्ते एकत्रिंशदिन्द्रश्चैव प्रजापतिश्च त्रयस्त्रिंशाविति (बृ० ३-९-२) લૌકિક સર્ગમાં પણ અઠ્ઠાવીશ તત્ત્વ, ચતુર્વિધ ભૂતબીજ અને કાલ આ ત્રણ મળીને ત્રિશ તત્ત્વ થાય છે. અત્ર શુકમતાનુસારી પ્રકરણ-વિભાગ પ્રથમ દર્શાવ્યા છે. ગુણાતીતસૃષ્ટિ-સગુણસૃષ્ટિ-કાલસૃષ્ટિ-તત્ત્વસૃષ્ટિ-જીવસૃષ્ટિ આ પાંચ પ્રકાર, અને તેઓ પણ બંધ મોક્ષ ભેદે બે પ્રકારના છે. તેથી દશ પ્રકરણ પાડી શકાય છે.

## તૃતીયસ્કંધમાં શુકમતાનુસારી પ્રકરણવિભાગ

(પ્ર૦ ૧) ગુણાતીત પ્રકરણમાં ૬ અધ્યાય છે. આ છ અધ્યાય રાખવાનું કારણ વિચારીએ. ગુણાતીત સર્ગ-તત્ત્વ અને કાર્ય એમ બે વિભાગે છે. ગુણાતીત ઉત્તમોત્તમ અધિકારીને પ્રતિબન્ધનિવૃત્તિ, શુદ્ધિ, તીર્થાટન, અને શ્રવણાસક્તિ આમ ચાર પ્રકાર છે. મળી છ પ્રકાર થયા, તેથી ગુણાતીત પ્રકરણના અધ્યાય છ થયા.

(પ્ર૦ ૨) સગુણસૃષ્ટિ પ્રકરણમાં ત્રણ અધ્યાય છે. સાત્વિકાદિ ભેદથી સૃષ્ટિ ત્રણ પ્રકારની છે. માટે અધ્યાય પણ ત્રણ છે.

(પ્ર૦ ૩) કાલસૃષ્ટિ પ્રકરણમાં અધ્યાય બે જ છે. સ્થૂલ અને સૂક્ષ્મ એ પ્રકારનો કાલ હોવાથી આ કાલસૃષ્ટિમાં બે અધ્યાય છે. તેમાં તત્ત્વો અમુક્ત જીવો કાલને અધીન હોવાથી કાલ પ્રકરણમાં જ તેમની ગણના છે.

(પ્ર૦ ૪) મુક્તજીવસૃષ્ટિમાં ફક્ત એક જ અધ્યાય છે.

(પ્ર૦ ૫) ત્યારબાદ મુક્તજીવસૃષ્ટિના ઉપોદ્‌ઘાતરૂપ સાત અધ્યાય છે. આ પ્રકારે ૧૯ અધ્યાયમાં પાંચ પ્રકરણ પાડી બન્ધસૃષ્ટિ દર્શાવી છે.

**બન્ધસૃષ્ટિ**

| (ગુણાતીત) | સગુણસૃષ્ટિ | કાલસૃષ્ટિ તત્ત્વસૃષ્ટિ | મુક્તજીવસૃષ્ટિ | ઉપોદ્ઘાત મુક્તજીવસૃષ્ટિ |
|---|---|---|---|---|
| પ્ર૦ ૧ | પ્ર૦ ૨ | પ્ર૦ ૩ | પ્ર૦ ૪ | પ્ર૦ ૫ |
| (અ. ૧ થી ૬) | (અ. ૭–૮–૯) | (અ. ૧૦–૧૧) | (અ. ૧૨) | (અ. ૧૩ થી ૧૯) |

## મુક્તસૃષ્ટિવર્ણન

(પ્ર. ૬) પ્રથમ તત્ત્વમુક્તિ દર્શાવવા માટે એક અધ્યાયથી એટલે વિશમા અધ્યાયથી મોક્ષોપોદ્ઘાત કહી, ચાર અધ્યાયથી એકવિશથી ચોવિશ સુધીમાં પુમ્મુક્તિ કહી છે. સર્વ મળી પાંચ અધ્યાયનું તત્ત્વમુક્તિ પ્રકરણ કહ્યું છે.

(પ્ર. ૭) પચીશમા અધ્યાય એકથી મુખ્ય ભક્તિ કહેવામાં આવી છે. આ કાલનું મુક્તિલીલા પ્રકરણ છે. કાલાધીનનો ભક્તિથી જ મોક્ષ છે. અત્ર ગુણાતીતનો ભક્તિથી જ મોક્ષ છે. એમ પાઠ ભેદ છે.

(પ્ર. ૮) ત્યારબાદ બે અધ્યાયથી જ્ઞાનનું નિરૂપણ છે. આ ગુણાતીત મુક્તિલીલાનું પ્રકરણ છે. "મેનેऽસન્તમિવાત્માનમ્" આ પ્રકારે અજ્ઞાનનિવૃત્તિરૂપ ગુણાતીત મુક્તિલીલા પ્રકરણ છે. તે અધ્યાય ૨૬–૨૭ માં છે.

(પ્ર. ૯) અધ્યાય ૨૮ માં યોગનું નિરૂપણ છે. આ સગુણની મુક્તિલીલા પ્રકરણ એક જ અધ્યાયનું છે. સગુણ તે તે ચિત્તગત ભાવોને સરજે છે અને તે દ્વારા સગુણને ભય થાય છે. આ ભાવને તજે તો પુરુષ પોતાના મૂલ સ્વરૂપમાં સ્થિતિ કરે. આ સ્વરૂપમાં સ્થિતિ તો ત્યારે જ થાય કે યોગથી ચિત્તવૃત્તિનો નિરોધ કરે. આ યોગનિરૂપણ આ અધ્યાયમાં હોવાથી સગુણની મુક્તિલીલા આ પ્રકરણમાં છે.

(પ્ર. ૧૦) આ દશમા પ્રકરણમાં અધ્યાય ઓગણત્રિશથી તે તેત્રિશ સુધીનો સમાવેશ છે. એક અધ્યાયથી યોગશેષભૂત ભક્તિનું નિરૂપણ છે. પછી બે અધ્યાયથી વૈરાગ્ય દર્શાવી જીવનું મુક્તિલીલા પ્રકરણ કહ્યું છે. ત્યારબાદ બે અધ્યાયથી સ્ત્રીમુક્તિ કહી છે. આ સ્ત્રીમુક્તિ પૂર્વાઙ્ગરૂપ હોવાથી પૂર્વ પ્રકારે આ જીવમુક્તિલીલા પ્રકરણમાં જ તેનો સમાવેશ થઈ જાય છે. તેથી આ પ્રકરણના પાંચ અધ્યાય ઉપર કહ્યા તે યોગ્ય છે. આમ ચૌદ અધ્યાયની મુક્તિલીલા પૂર્ણ થઈ.

**મુક્તસૃષ્ટિ**

| પ્ર૦ ૬ | પ્ર૦ ૭ | પ્ર૦ ૮ | પ્ર૦ ૯ | પ્ર૦ ૧૦ |
|---|---|---|---|---|
| તત્ત્વમુક્તિ | કાલમુક્ત | ગુણાતીતમુક્ત | સગુણમુક્તિ | જીવમુક્તિ |
| અ. ૨૦ થી ૨૪ | અ. ૨૫ | અ. ૨૬–૨૭–૨૮ | અ. ૨૯ થી | અ. ૩૦–૩૧ |

ઉપર મુજબ બન્ધસૃષ્ટિમાં ઓગણીશ અધ્યાય અને મુક્તસૃષ્ટિમાં ચૌદ અધ્યાય મળી આ તેત્રિસ અધ્યાયનો સર્ગલીલા નામનો તૃતીયસ્કન્ધ પૂર્ણ થયો.

## તૃતીયસ્કંધમાં મૈત્રેય મતાનુસારી પ્રકરણવિભાગ

મૈત્રેય મતાનુસારે પ્રકરણ વિભાગ જુદા છે. (૧) અધિકાર પ્રકરણ, (૨) સૃષ્ટિપ્રકરણ, (૩) ઉપપત્તિ પ્રકરણ, (૪) ફલ પ્રકરણ. આ પ્રકારે સ્થૂલ વિચારથી ચાર પ્રકરણ કહ્યાં.

(પ્ર૦ ૧) અધિકાર પ્રકરણ.

(પ્ર૦ ૨) સૃષ્ટિ પાંચ પ્રકારની છે. ગુણાતીત–સગુણ–કાલ–તત્ત્વ–જીવ, આ પાંચ પ્રકારની છે. પાછળ શુકના મતમાં પણ સર્ગ–સૃષ્ટિ આ પાંચ પ્રકારની વર્ણવી છે.

(પ્ર૦ ૩) ઉપપત્તિ બે પ્રકારની છે. બન્ધ અને મોક્ષ.

(પ્ર૦ ૪) ફલ એટલે મુક્તિ છે. ભક્તિ, સાંખ્ય અને યોગ. એવા ત્રણ ભેદથી મુક્તિ પણ ત્રણ પ્રકારની છે.

આ પ્રમાણે મૈત્રેયમતમાં ઉપર પ્રમાણે ચાર પ્રકરણ પાડવામાં આવ્યાં છે, તો પણ પહેલું અને બીજું પ્રકરણ (અધિકાર અને સૃષ્ટિવર્ણન) સાથે ગણી તેના સામટા બાર અધ્યાય ગણવામાં આવે છે. તેથી કોષ્ટકમાં પણ તે અધિકારવર્ણન જુદું પાડવામાં આવ્યું નથી.

## તૃતીયસ્કંધમાં મૈત્રેય મતાનુસારી કોષ્ટક




હવે સૂક્ષ્મ વિચારથી દશ પ્રકારે વિભાગ પડાય છે. અત્રે અધિકાર સાથે સૃષ્ટિનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

અધિકાર સાથે પાંચ પ્રકારે સૃ વર્ણન કરવાને—અધ્યાય ૧૨ છે. ત્યારબાદ બન્ધ અને મોક્ષ બે પ્રકારે ઉપપત્તિ દર્શાવવા મોક્ષોપપત્તિ ૧૩ મા અધ્યાયમાં વર્ણવી, ૧૪ થી ૨૦ અધ્યાય સુધી બન્ધોપપત્તિ કહી છે. આ પ્રકારે તેરથી વિશ એટલે કુલ આઠ અધ્યાય ઉપ· પત્તિમાં જ ખપી ગયા. ત્યાર બાદ ચાર અધ્યાય ૨૧–૨૨–૨૩–૨૪ મા અધ્યાયથી પુમ્મુક્તિ કહી છે, તે સાંખ્યના ફલરૂપ ભક્તિની અંગભૂત મુક્તિ સમજવી. ત્યારબાદ એકલા ૨૫ મા જ અધ્યાયથી મુખ્ય ભક્તિ (સફલા મુક્તિ) દર્શાવી છે. ત્યાર બાદ બે ૨૬–૨૭ અધ્યાયથી સાંખ્ય કહ્યુ છે, ત્યારબાદ બે ૨૮–૨૯ અધ્યાયથી યોગ કહ્યો છે. ત્યાર બાદ ૩૦–૩૧ અને ૩૨–૩૩ આ ચાર અધ્યાયથી સર્વના શેષભૂત વૈરાગ્ય સર્વ નિર્ધાર અને યોગના ફલભત દેવહૂતિ મુક્તિ, આ ત્રણ પ્રકારે કે પ્રકરણથી દશ ભેદ થાય છે.

શુકના અભિપ્રાયથી સ્થૂલ વિચારમાં પાચ પ્રકરણ અને સૂક્ષ્મ વિચારમાં દશ પ્રકરણ મળી પદર પ્રકરણ થાય છે. જ્યારે મૈત્રેયના અભિપ્રાયથી સ્થૂલમાં ચાર પ્રકરણ અને સૂક્ષ્મમાં દશ મળી ચૌદ પ્રકરણ થાય છે. એમ બે ભેદ સ્પષ્ટ સમજવા.

આ પ્રમાણે તૃતીયસ્કંધનો પ્રકરણવિભાગ કહ્યો.

# ચતુર્થસ્કંધ, વિસર્ગલીલા નિરૂપણ



विसर्गः पौरुषः स्मृतः ॥ भगवन्माहात्म्यज्ञापकत्वं विसर्गलक्षणम् ॥

હવે ચતુર્થસ્કંધનો વિચાર કરીએ. ક્રમપ્રાપ્ત અત્ર વિસર્ગલીલા કહેવાય છે. અલૌકિક વિસર્ગ એકત્રિશ પ્રકારના દેવતાનો બનેલો છે, એવું બૃહદારણ્યક ઉપનિષદ્‌માં કહ્યું છે. તેથી એકત્રિશ અધ્યાયનો આ સ્કંધ છે. એકત્રિશ દેવતા ગણતાં, બાર આદિત્ય, એકાદશ રુદ્ર, આઠ વસુ મળી એકત્રિશ દેવતાનો અલૌકિક આ વિસર્ગ છે. **ભગવાનૂના માહાત્મ્યને જણાવનાર આ વિસર્ગ** છે. ચારે પુરુષાર્થનું દાન પ્રભુ કરે તો માહાત્મ્યનું જ્ઞાપન સારી રીતે થાય છે. પુરુષાર્થ ચાર પ્રકારના છે. (ધર્મ—અર્થ—કામ—મોક્ષ) આ ચાર પુરુષાર્થનું નિરૂપણ કરવાને આ સ્કંધમાં ચાર પ્રકરણ છે.

(પ્ર૦ ૧) દક્ષને ધર્મ નામના પુરુષાર્થની સિદ્ધિ થઈ છે. ધર્મ, અગ્નિષ્ટોમ વિગેરે સાત ભેદથી સાત સ્વરૂપે હોવાથી અત્ર એકથી સાત અધ્યાયમાં ધર્મ પુરુષાર્થ પ્રકરણ દર્શાવ્યું છે.

(પ્ર૦ ૨) (૧) ધ્રુવને અર્થની સિદ્ધિ સાધનથી થઇ હતી. (૨) સાધ્યથી અર્થસિદ્ધિ થઈ. (૩) મનુના ઉપદેશથી અર્થસિદ્ધિ થઇ. આ મનુનો ઉપદેશ રાજ્યના અંગભૂત યક્ષાદિના વધરૂપ દોષ સમજાવવા ઉપદેશ કર્યો હતો. (૪) આ વધરૂપ દોષમાંથી નિવૃત્ત થવાથી અર્થસિદ્ધિ થઇ, અને (૫) ફલપ્રાપ્તિથી અર્થસિદ્ધિ થઈ. આમ પાંચ પ્રકારે અર્થસિદ્ધિ થઈ તેથી આ પાંચ અધ્યાયથી નિરૂપણ કરવામાં આવી છે. આ પ્રકારે ૮—૯—૧૦—૧૧—૧૨ અધ્યાય પૂર્ણ થયા.

(પ્ર૦ ૩) પૃથુ રાજાને કામસિદ્ધિ થઈ હતી. કામ એકાદશ ઇન્દ્રિયથી પ્રકટ થનારો છે, માટે તત્સૂચક આ એકાદશ અધ્યાયથી આ કામ પ્રકરણ દર્શાવ્યું છે. આ કામ પ્રકરણમાં ત્રણ અવાન્તર પ્રકરણ છે. કામથી પૃથ્વાવિર્ભાવ, સર્વકામ, સ્વકામ, આવાં ત્રણ પ્રકરણ છે. આ પ્રમાણે અધ્યાય ૧૩ થી ૨૩ પૂર્ણ થયા.

(પ્ર૦ ૪) પ્રચેતસોને મોક્ષસિદ્ધિ થઇ. મોક્ષ બે પ્રકારનો છે. બ્રહ્મભાવ અને સાયુજ્ય એવા પ્રકારથી મોક્ષ બે પ્રકારનો છે. બ્રહ્મભાવનું કારણ વિદ્યા છે. વિદ્યા પંચ પર્વાત્મક છે, એવું સૂચવવાને બ્રહ્મભાવ પ્રકરણ પાંચ અધ્યાયથી એટલે ૨૪—૨૫—૨૬—૨૭—૨૮ અધ્યાયથી દર્શાવવામાં આવ્યું છે. આ મોક્ષસિદ્ધિ પ્રાચીન બર્હિષ—પ્રચેતસોના મોક્ષના અંગભૂત છે.

પ્રાચેતસોને સાયુજ્યસિદ્ધિ થઈ હતી. સાયુજ્ય સાધન, પ્રસાદ, ફલ, આમ ત્રણ પ્રકારે સિદ્ધ થયેલ હોવાથી સાયુજ્ય નિરૂપણ ત્રણ અધ્યાયથી દર્શાવવામાં આવ્યું છે. તે ત્રણ અધ્યાય ૨૯—૩૦—૩૧ જાણવા. આમ આઠ અધ્યાયથી મોક્ષ પ્રકરણ નિરૂપાયું.

## સ્કંધ ૪, વિસર્ગ નિરૂપણ પ્રકરણ ૪

ધર્મપ્રકરણ (અ૦ ૧ થી ૭) | અર્થ પ્ર૦ (અ૦ ૮ થી ૧૨) | કામ પ્ર૦ (અ૦ ૧૩ થી ૨૩) | મોક્ષ પ્ર૦ (અ૦ ૨૪ થી ૩૧)

### ધર્મ

અગ્નિષ્ટોમ, ઉક્થ્ય, ષોડશી, અતિરાત્ર, આપ્ત, અર્યામ, વાજપેય

અ. ૧ થી ૭

### અર્થ

સાધનથી અ. ૮ | સાધ્યથી અ. ૯ | મનૂપદેશથી અ. ૧૦ | દોષનિવૃત્તિથી અ. ૧૧ | ફલપ્રાપ્તિથી અ. ૧૨

### કામ

અવાન્તર પ્રકરણ ૩ છે.

પૃથ્વીવિભાગ પ્રકરણ, સર્વકામ પ્રકરણ, સ્વકામ પ્રકરણ

અ. ૧૩ થી ૨૩ માં

### મોક્ષઅવાન્તર પ્રકરણ

બ્રહ્મભાવ પ્રકરણ અ. ૫ ૨૪ થી ૨૮ | સાયુજ્ય પ્રકરણ અ. ૩ ૨૯ થી ૩૧

આ વિસર્ગ નિરૂપણના એકત્રિંશ અધ્યાયના પ્રકરણવિભાગ સાથે ચતુર્થ-સ્કંધ પૂર્ણ થયો.

---

# પંચમસ્કંધ, સ્થાનલીલા નિરૂપણ

## પ્રકરણ ૧

**પ્રથમ પક્ષ**—હવે પંચમસ્કન્ધમાં સ્થાનલીલાનું નિરૂપણ કરાય છે. "સ્થિતિવૈકુણ્ઠ-વિજય:" વિજય એટલે સ્વાધીન કરવું, તે તે પદાર્થને પોતપોતાની મર્યાદાથી જ સ્થાપવા એનું નામ સ્થાન છે. પ્રાકૃત પદાર્થ ઉપર ચોવિશ પ્રકારે જય મેળવેલો છે. કારણ કે પ્રાકૃત પદાર્થ ૨૪ છે, અને આત્મામાં જય બે પ્રકારે છે. જીવ અને બ્રહ્મ, આવી રીતે (૨૪) પ્રાકૃત, (૨) અપ્રાકૃત, મળી ૨૬ સંખ્યા થાય છે. તેથી જ સ્થાન નિરૂપણમાં પણ તે સંખ્યાસૂચક ૨૬ અધ્યાય છે.

**દ્વિતીય પક્ષ**—સ્થાન શબ્દનો અર્થ "સ્થીયતે અસ્મિન્ ઇતિ સ્થાનમ્" આવી યૌગિક વ્યુત્પત્તિથી કરીએ તો પણ છવિશ અધ્યાય પૂર્ણ થાય છે. દેશ ત્રણ લોકાત્મક છે, તેથી તે પણ ત્રણ પ્રકારનો ૩ અધ્યાયમાં છે. ૧૨ માસ, પં ઋતુ, ૩ લોક, ૧ આદિત્ય, ૨ જીવાત્મા—પરમાત્મા.

આ પક્ષથી પણ ત્રણેમાં એકી વખતે ભગવાન્ સ્થિતિ કરી શકે છે. માટે સ્થાન એ ભગવલ્લીલારૂપ છે, તેમાં પ્રકરણ આ પ્રમાણે છે.

### સ્વરૂપસ્થિતિ

સ્થૂલ વિચારમાં બે પ્રકરણ છે. (સ્વરૂપસ્થિતિ અને દેશસ્થિતિ.)

(પ્ર૦ ૧) ભગવાનથી સ્વરૂપસ્થિતિ વર્ણવામાં પ્રથમથી છ અધ્યાય છે.

(પ્ર૦ ૨) શ્રીકૃષ્ણને ષડ્ગુણ યુક્ત છે એવું કહેનાર યોગ છે. આ યોગથી સ્વરૂપસ્થિતિ વર્ણવામાં આઠ અધ્યાય જાય છે. એટલે અધ્યાય ૭–૮–૯–૧૦–૧૧–૧૨–૧૩–૧૪ સુધી યોગથી સ્વરૂપસ્થિતિ વ વી છે.

(પ્ર૦ ૩) અને જ્ઞાનથી સ્વરૂપસ્થિતિનું વર્ણન કરવામાં એક પંદરમો જ અધ્યાય છે, આ પ્રમાણે સ્વરૂપસ્થિતિમાં પંદર અધ્યાય જાણવા.

### સ્થિતિ

દેશના ભૂ: ભુવ: સ્વ: આવા ત્રણ ભેદ હોવાથી અવાન્તર ત્રણ પ્રકરણ છે.

(પ્ર૦ ૪) ભૂમિમાં પંચમહાભૂત પ્રધાન હોવાથી આ ભૂમિપ્રકરણના પાંચ અધ્યાય છે, તે આ સ્કંધના (૧૬–૧૭–૧૮–૧૯–૨૦) અધ્યાય જાણવા.

(પ્ર૦ ૫) ભુવર્લોકમાં ત્રણ ગુણોનું જ પ્રાધાન્ય હોવાથી આ ભુવ: પ્રકરણમાં ત્રણ (૨૧–૨૨–૨૩) અધ્યાય છે.

(પ્ર૦ ૬) સ્વર્લોકમાં પણ ત્રણ ગુણનું જ પ્રાધાન્ય હોવાથી ત્રણ અધ્યાય છે. આ અધ્યાય (૨૪–૨૫–૨૬) સમજવા.

આ પ્રમાણે દેશસ્થિતિમાં કુલ અગિયાર અધ્યાય કહ્યા. સ્વરૂપસ્થિતિ ત્રણ પ્રકારની અને દેશસ્થિતિ ત્રણ પ્રકારની મળી છ પ્રકારે છ પ્રકરણ આ સ્થાનલીલાવાળા પંચમસ્કંધમાં દર્શાવ્યાં.

## અધ્યાય સંખ્યામાં 'સ્થાન,' નો રૂઢ અર્થથી પ્રથમપક્ષ




## અધ્યાય સંખ્યામાં યૌગિકાર્થ–બીજો પક્ષ






# ષષ્ઠસ્કંધ, પુષ્ટિલીલા નિરૂપણ

"पोषणं तदनुग्रहः–" આ વાકયથી પુષ્ટિ એટલે ભગવત્કૃપા એવો અર્થ થાય છે. "कालादिबाधकः अनुग्रहापरनामा वीर्यविशेषरूपो भगवद्धर्मः पुष्टिः" કાલ–કર્મ–સ્વભાવાદિનો પણ બાધ કરી પ્રવર્તનાર, અનુગ્રહ જેનું બીજું નામ છે, એવો વીર્યવિશેષરૂપ ભગવાન્‌નો એક ધર્મ તે પુષ્ટિ શબ્દથી કહેવાય છે. આ અનુગ્રહ જ્યાં ભગવન્નામ દેવાતું હોય, જ્યાં ભગવદ્ધ્યાન થતું હોય, જ્યાં ભગવદર્ચન થતું હોય ત્યાં દેખાય છે. કારણ કે અનુગ્રહ સ્વતંત્ર છતાં આ ત્રણે નિમિત્ત માત્ર કરી પ્રવર્તે છે, તેથી સાધારણ રીતે આ ત્રણ અનુગ્રહના વ્યાપારરૂપ ગણી શકાય, તેથી આ સ્કંધમાં ત્રણ પ્રકરણ પાડી શકાશે.




**નામ** ત્રણ પ્રકારે લેવાય. શ્રવણથી, કીર્તનથી અને સ્મરણથી, તેથી તેના ત્રણ અધ્યાય. **ધ્યાનમાં** રૂપની જ મુખ્યતા છે. રૂપ હોય તો ધ્યાન થઈ શકે. રૂપ ચતુર્દશ (૧૪) ધર્મવાળું છે. તેથી ધ્યાન પ્રકરણના ચૌદ અધ્યાય રાખવામાં આવ્યા છે.

**ચૌદ ધર્મ નીચે પ્રમાણે છેઃ—**

रूपेण मोक्षदः प्रोक्तः रसेनानन्ददायकः ।
गन्धेन भक्तिदः प्रोक्तः स्पर्शेनाखिलतापनुत् ॥
मनोहरस्तु नादेन योगेनात्मप्रवेशदः ।
कालमोक्षप्रदो द्विष्टः स्वामी सर्वसुखप्रदः ॥
हीनभावाद्दुःखदश्च केवलः सकलार्थदः ।
मीतो योगप्रदः प्रोक्तो भिन्नो मृत्यप्रदः स्मृतः ॥
यथास्थितो ज्ञानदश्च स्नेहाद्धरयो भवेद्ध्रुवम् ॥

**અર્થ**–રૂપથી મોક્ષ આપનાર છે, રસથી આનન્દ આપનાર છે, ગન્ધથી ભક્તિ આપનાર છે, સ્પર્શથી સમગ્ર પાપને દૂર કરનાર છે, નાદથી મનને હરનાર છે;

યોગથી આત્મામાં પ્રવેશ કરાવે છે; શત્રુ તરીકે ભાવના કરાયેલ ભગવાન્ કાલમાં મોક્ષ આપનાર છે; સ્વામી તરીકે સુખ આપનાર છે; હીનપણાથી ભાવના કરવામાં આવે તો દુઃખ આપનાર છે; કેવળ ભાવના કરાયેલ ભગવાન્ સર્વ પુરુષાર્થ આપે છે; જ્ઞાત–જ્ઞાન વિષય–કરાયેલ–ભગવાન્ યોગનું દાન કરે છે; દ્વૈતભાવે જોનારને મૃત્યુ આપનારા છે; જેવા છે તેવા શાસ્ત્રોક્ત પ્રકારે ભાવના કરાયેલ જ્ઞાન આપે છે. સ્નેહથી વશ થનારા છે.

**અર્ચન** બે પ્રકારનું છે. બાહ્ય અને આભ્યન્તર, તેથી અર્ચન પ્રકરણમાં બે અધ્યાય રાખવામાં આવ્યા છે. આ પ્રમાણે ૧૯ અધ્યાય પુષ્ટિલીલાના નિરૂપણમાં થાય છે. આ પ્રકરણાર્થ વિચારમાં ૧૯ અધ્યાય દર્શાવ્યા;

સ્કંધાર્થ વિચારમાં ૧૯ અધ્યાય નીચે પ્રમાણે થાય છે. પુષ્ટિ કર્મ; કાલ; અને સ્વભાવનો બાધ કરે છે. આ ત્રણેને દૂર કરી પોતાનો અમલ કરનાર પુષ્ટિ છે. તેથી કર્મના પાંચ પ્રકાર છે. ૧ અધિષ્ઠાન (શરીર), ૨ કર્તા (જીવ), ૩ કરણ (બાહ્ય–આભ્યન્તર), ૪ ચેષ્ટા (પ્રાણ વિગેરે વાયુની ચેષ્ટા), ૫ દૈવ (કાલ, કર્મ, ભગવદિચ્છા, અન્તર્યામી, મુખ્ય પ્રાણના સહાયભૂત ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતા (વિગેરે), આ પ્રમાણે પાંચ અધ્યાય છે. **કાલ** દ્વાદશ માસનો હોવાથી તેના બાર અધ્યાય છે. **સ્વભાવ** દૈવ અને આસુર એવા પ્રકારનો હોવાથી તેના બે અધ્યાય છે. આ પ્રમાણે પુષ્ટિ (અનુગ્રહ) દરેકનો બાધ કરનાર હોવાથી તેને કાલ કર્મ સ્વભાવને દૂર કરનારા તરીકે સ્કંધ વિચારમાં ૧૯ અધ્યાય થાય છે. અને પ્રકરણાર્થ વિચારમાં પાછળ દર્શાવ્યા મુજબ ૧૯ અધ્યાયની સંખ્યાની સંકલના કરવી, આ રીતે પુષ્ટિ-લીલા પ્રકરણ પૂર્ણ થયું.



# સપ્તમસ્કંધ, ઊતિલીલા નિરૂપણ

આ સાતમા સ્કંધમાં ઊતિલીલાનું નિરૂપણ છે. ઊતિલીલા એટલે "કર્મવાસના"* એવો અર્થ થાય છે. ગયા છઠ્ઠા સ્કંધમાં ભગવાને પુષ્ટિલીલા કરી, તેમાં કોઈના ઉપર સામાન્ય અનુગ્રહ, કોઈના ઉપર વિશેષ અનુગ્રહ, એમ સ્વેચ્છાનુસાર પાત્રાપાત્ર જોયા વગર અનુગ્રહ કર્યો. એ અનુગ્રહ સ્વતંત્ર છે, ઇચ્છાશક્તિને અધીન છે. આ પક્ષપાત કરવાના દોષને વૈષમ્ય દોષ કહેવાય. આ દોષને દૂર કરવા પોતાની કરેલી મર્યાદાના અનુસારે ફલ આપવા માટે આ સ્કંધ છે. જેવી જેની વાસના તેવું તેને ફળ મળે, એવી મર્યાદા શાસ્ત્રમાં ભગવાને બાંધી છે. આ પ્રકારની વાસનાનું આવું ફળ આપીશ, એમ ભગવાને મર્યાદા બાંધી છે. આ મર્યાદાનું પાલન આ સાતમા સ્કંધથી દર્શાવવામાં આવે છે.

કર્મના આધ્યાત્મિક વિગેરે ત્રણ ભેદ છે. કર્મ અવિદ્યાથી થાય છે. અવિદ્યાનાં પાંચ પર્વ છે. દેહાધ્યાસ, પ્રાણાધ્યાસ, અન્તઃકરણાધ્યાસ, ઇન્દ્રિયાધ્યાસ, સ્વરૂપાજ્ઞાનઃ–આ પાંચ પ્રકાર હોવાથી આધ્યાત્મિકાદિ ત્રણ ભેદને પાંચે ગુણતાં પંદર અધ્યાય થઇ રહે છે. અથવા અધિષ્ઠાન–કર્તા–કરણ–ચેષ્ટા–દૈવ, આ પાંચ પ્રકારે ગણતાં પણ પંદર અધ્યાય થાય છે.

વાસના પણ કર્મજન્ય છે. વાસના ત્રણ પ્રકારની છે. સદ્‌વાસના, અસદ્‌વાસના અને મિશ્રવાસના. આ ત્રણે પ્રકારની વાસના કર્મજન્ય હોવાથી કર્મ પાંચના પાછળ જણાવેલા પાંચ વિભાગ મુજબ પ્રત્યેક વાસનાના પાંચ પાંચ અધ્યાય ગુણતાં પંદર અધ્યાય થાય છે.







* આ વાસના શરીર અને કર્મેન્દ્રિય સમ્બન્ધી સદ્ધર્મો વાસનાને ઉત્પન્ન કરનાર છે. જ્ઞાનેન્દ્રિય અને અન્તઃકરણના સદ્ધર્મો વાસનાજનક નથી.

# અષ્ટમસ્કંધ, મન્વન્તર (સદ્ધર્મ)*

"मन्वन्तराणि सद्धर्मः" આ વાક્યાનુસાર મન્વન્તરધર્મનું પ્રવર્તકપણું વર્ણન કરી તે દ્વારા સદ્ધર્મ દર્શાવવો એ આઠમા સ્કંધનું પ્રયોજન છે. ગયા સાતમા સ્કંધમાં દર્શાવેલી અનેક પ્રકારની વાસનાને બાળવા માટે આ સદ્ધર્મનું નિરૂપણ છે. "પ્રાકૃતગણુ ચોવિશ પ્રકારનો છે." તેમાં ઉત્પન્ન થએલા ત્યાંની વાસનાનો સર્વથા નાશ કરી શકે છે. આવું સૂચવવાને આ અષ્ટમસ્કંધમાં ચોવિશ અધ્યાય છે. તેમાં પ્રકરણના વિભાગ આ પ્રમાણે છે. આ સ્કંધમાં ચાર પ્રકરણ પાડી શકાય છે. (૧) આપત્તિમાં હરિસ્મરણ, (૨) સમ્પત્તિમાં સર્વદાન અને (૩) પોતે કહેલા ધર્મનો નિર્વાહ, આ ત્રણ મુખ્ય હોવાથી ત્રણ પ્રકરણ થયાં, અને આ ત્રણ પ્રકારના ધર્મના વક્તા. (૪) મત્સ્યાવતારના ચરિત્રનું નિરૂપણ કરનારૂં ચોથું પ્રકરણ છે.

(૧) હરિસ્મરણ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સાધક છે. આ ચાર પુરુષાર્થના સાધક "હરિસ્મરણ" નામના પ્રકરણના ચાર અધ્યાય છે.

(૨) દાન કર્તા અને દાન લેનાર પાત્ર. આ બન્ને વ્યક્તિ સત્વગુણ, રજોગુણ, તમોગુણ અને પરસ્પર મિશ્ર થઈ ત્રણને ત્રણે ગુણતાં નવ મિશ્રગુણ થાય, અને દશમો નિર્ગુણ ભેદ મળી દશ પ્રકારના દાનદાતા અને દાનગૃહીતા થાય છે. તેથી "દાન" નામના પ્રકરણમાં દશ અધ્યાય યોગ્ય છે.

(૩) "સ્વોક્તનિર્વાહ" નામના પ્રકરણમાં દાન સાધનરૂપે ગણાય છે. આ સગુણ દાન નવ પ્રકારનું છે, તેથી નવ અધ્યાયમાં આ પ્રકરણ કહેવામાં આવ્યું છે. જો કે "**દાન**" પ્રકરણમાં દાનથી અધ્યાય સંખ્યા નક્કી કરી અને "સ્વોક્તનિર્વાહ" પ્રકરણમાં પણ દાનથી અધ્યાય સંખ્યા નક્કી કરી છે. તેથી બન્ને એક જ પ્રકરણ હોય એમ લાગે છે, પરન્તુ "દાન" પ્રકરણમાં દાનને મુખ્યતાથી નિરૂપણ કર્યું છે. અને "સ્વોક્તનિર્વાહ" પ્રકરણમાં દાનને સાધ-

---

* સદ્ધર્મ ત્રણ પ્રકારે થાય છે.–કાયાથી, વાણીથી, અને મનથી. કાયાથી કરાયેલ ધર્મ દશ પ્રકારનો છે. વાણીથી કરાયેલ ધર્મ દશ પ્રકારનો છે. (ઇન્દ્રિયાનુપ્રમાણ ગણીને દશ કહ્યા છે.) માનસ ચાર પ્રકારનો છે. (અન્તઃકરણનું પ્રમાણ ગણીને ચાર પ્રકારનો કહ્યો છે.) કારણ કે અન્તઃકરણમાં (૧) ઈષ્ટનું ચિન્તન કરે છે. (૨) ઈષ્ટને અવાપ–ઉદ્વાપથી વિચારે છે. એટલે ઈષ્ટમાં અનુકૂળનો સ્વીકાર કરી પ્રતિકૂળનો ત્યાગ કરી ઇષ્ટને શુદ્ધસ્વરૂપમાં વિચારે છે. (૩) ઈષ્ટની આશા રાખે છે, ઇચ્છે છે. (૪) ઈષ્ટને સાથે અમુક કરુ, અમુક કરીએ, એમ અમલમાં મુકે છે. આમ અન્તઃકરણમાં ચાર પ્રકારે વ્યવસ્થા થતી હોવાથી માનસધર્મ ચાર પ્રકારનો કહ્યો છે. સર્વ ઇન્દ્રિયોથી સદ્ધર્મ કરવો. તે દશ પ્રકારનો કાયાથી કહ્યો. રેત અને અપાનને રોકવાથી બે નીચેની ઇન્દ્રિયો સદ્ધર્મમાં મદદગાર છે. બાકી આશ્રય......આદાન......તૃપ્તિ......પૂજન......લક્ષ્ય......તાપ......નિર્બન્ધ......દૂરીકરણ......ઘણ્ટાહિદાન...થી સદ્ધર્મ શરીરમાં દશ પ્રકારે થાય છે. આ પ્રમાણે સદ્ધર્મના ૨૪ ભેદ દ્વિતીયસ્કંધ સુબોધિનીજીમાં ગણાવ્યા છે.

નપણાથી નિરૂપણ કરી સત્યવાક્યને જ મુખ્યતા આપી છે. તેથી દરેક પ્રકરણમાં પ્રતિપાદન કરવાની વસ્તુ ભિન્ન હોવાથી પ્રકરણભેદ સ્પષ્ટ છે.

(૪) ધર્મવક્તા ભગવાન્ મત્સ્યાવતાર એક પ્રકારનો હોવાથી તેમનું ચરિત્ર એક અધ્યાયથી વર્ણવ્યું છે. આ પ્રમાણે સદ્ધર્મનિરૂપણસ્કંધમાં ચોવીશ અધ્યાય નિઃસંશય સિદ્ધ થયા, અને ચાર પ્રકરણ પણ થયાં, તેનું કોષ્ટક આ રહ્યું.



# નવમસ્કંધમાં ઈશાનુકથા (ભક્તિ)

પાછળ આઠમા સ્કંધમાં સદ્ધર્મો દર્શાવી તે ધર્મદ્વારા વાસના બાળી દીધા બાદ જીવની ભગવાન્‌માં શુદ્ધ વાસના થાય છે. આ શુદ્ધ વાસના જીવની ભગવાન્‌માં આપોઆપ થાય છે. આપોઆપ શુદ્ધ વાસના થયા બાદ ભક્તિ કરવી જોઈએ, તેથી આ નવમસ્કંધમાં "ઈશાનુકથા"* રૂપી ભક્તિનું નિરૂપણ કરવામાં આવે છે. "अवतारानुचरितं हरेरस्यानुवर्त्तिनाम्" આ વાક્યમાં હરિ અને હરિને અનુસરનારાના ચરિત્રનું વર્ણન કરવાનું કહ્યું છે. "હરિ" શબ્દથી દુઃખનિવારણ અને સુખપ્રાપણ એમ બે લાભ થાય છે. દુઃખનિવારણ કરવામાં હરિના અનુવર્તિઓ (ઈશને અનુસરનારાઓ) ગુણના ભેદ પ્રમાણે નવ પ્રકારના છે. ઈશનું ચરિત્ર પણ કર્મ જ્ઞાન ભક્તિ એવા ત્રણ ભેદથી ત્રણ પ્રકારનું થાય છે, અને અનુવર્તિઓ પૈકી જેઓ અવિદ્યારૂપી દુઃખને દૂર કરનારા છે તેવા જ્ઞાની એક પ્રકારના છે. આ પ્રમાણે દુઃખ દૂર કરવામાં ૧૩ અધ્યાય સ્પષ્ટ થાય, તેનું કોષ્ટક આગળ છે. 'સુખપ્રાપણ' પ્રકરણમાં અનુવર્તિઓ દશ પ્રકારે સર્વ ઈન્દ્રિયના સુખ કરનારા છે. અને ભગવાન્ મળી એકાદશ અધ્યાય આ બીજા પ્રકરણમાં થાય છે. આ પ્રમાણે સ્કન્ધાર્થ વિચારમાં ચોવીશ અધ્યાય સ્પષ્ટ થયા.

સ્કંધ ૯
- કથા
  - હરિની
  - તદનુવર્તિઓની

ઈશાનુકથાનું ફલ
અ૦ | ૨૪
- દુઃખનિવારણ
  - સગુણતદનુવર્તિદ્વારા — અ૦ ૯
  - જ્ઞાની તદનુવર્તિદ્વારા — અ૦ ૧
  - ભગવચ્ચરિત્રદ્વારા
    - કર્મ
    - જ્ઞાન — અ૦ ૩
    - ભક્તિ
- સુખપ્રાપણ
  - તદનુવર્તિદ્વારા — અ૦ ૧૦
  - ભગવાનથી — અ૦ ૧

* ઈશાનુકથા બે પ્રકારની છે. (૧) ઈશની અને (૨) તેમને અનુસરનારની. સર્વ પ્રાણીનાં દુઃખ દૂર કરવાને પ્રકટ થએલા ભગવાનનું જે ચરિત્ર તે ઈશકથા કહેવાય આ ભગવાનને અનુસરનારાનું ચરિત્ર તે અનુકથા કહેવાય. જેમ ભગવાન્ સર્વ પ્રાણીનાં દુઃખનિવારણ કરનારા છે તેમ જે ભગવદીયો પ્રાણીનાં દુઃખને નિવારણ કરનારા છે, તે "અનુ" શબ્દથી કહેવાય છે, તેમની કથા તે અનુકથા કહેવાય, "હરિ" શબ્દ દુઃખ દૂર કરવું અને સુખ આપવું એ સૂચવે છે. (સુબોધિનીજી)

**પ્રકરણ વિભાગનો વિચાર** આ નવમા સ્કંધમાં આ પ્રમાણે છે. મૂલ બે પ્રકરણ છે. (૧) સૂર્યવંશ પ્રકરણ અને (૨) ચન્દ્રવંશ પ્રકરણ. સૂર્યવંશ પ્રકરણમાં દ્વાદશાત્મા ભગવાન પ્રકટ થયેલા હોવાથી તેમના શના બીજભૂત સૂર્ય પણ બાર સંખ્યાનો થતાં સૂર્યવંશ બાર અધ્યાયથી દર્શાવ્યો છે. ચન્દ્રવંશ પણ તેના સમાન છે. ન્યૂનાધિક નથી એવું દર્શાવવા બાર અધ્યાયથી જ ચન્દ્રવંશ દર્શાવ્યો છે. સ્કંધના આરંભમાં ચન્દ્રવંશના અંગભત પુરુરવસ્ રાજાનું વર્ણન હોવાથી આ અધ્યાય ચન્દ્રવંશના અંગભૂત ગણાય છે અને તેથી બાર સૂર્યવંશના અધ્યાય, અને બાર ચન્દ્રવંશ અધ્યાય થાય છે.

અથવા ઉપર કહેલા પક્ષ કરતાં પ્રથમ સૂર્યવંશના તેર અધ્યાય દર્શાવ્યા, અને ચન્દ્રવંશના અગીયાર અધ્યાય દર્શાવ્યા. આજ પક્ષ સારો છે, અને કુલ ચોવીશ અધ્યાયની સપ્રમાણ સંખ્યા મળી રહે છે.

ઇશાનુકથા

| સૂર્યવંશ | ચન્દ્રવશ |
|---|---|
| અ૦ ૧૨ | અ૦ ૧૧ |
| અથવા | અથવા |
| અ૦ ૧૩ | અ૦ ૧૨ |

# દશમસ્કંધ, નિરોધ નિરૂપણ

હવે દશમસ્કન્ધના પ્રકરણ વિભાગ લખાય છે. તે પહેલાં "નિરોધ" એટલે શું ? તેનો વિચાર કરીએ. "પ્રપંચ વિસ્મૃતિ પૂર્વક ભગવદાસક્તિ તે નિરોધ કહેવાય." આ નિરોધમાં કારણભૂત ભગવત્પ્રાકટ્ય છે. ભગવાન્ ભૂતલ ઉપર અવતાર દશામાં પ્રકટ બિરાજે ત્યારે પોતાની લીલાદ્વારા પ્રપંચને ભુલાવીને પોતાનામાં આસક્તિ કરાવે છે.

## જન્મપ્રકરણ

આ નિરોધસ્કન્ધમાં પ્રથમ જન્મપ્રકરણ છે. જન્મપ્રકરણ ચાર અધ્યાયનું છે. ભગવાન્ ચતુર્મૂર્તિ છે.* (અ. ૧.) વાસુદેવ, (અ. ૨.) સંકર્ષણ, (અ. ૩) પ્રદ્યુમ્ન, (અ. ૪) અનિરુદ્ધ આ ચાર વ્યૂહનું ક્રમશઃ–પ્રાકટ્ય ચાર અધ્યાયમાં કહેલું હોવાથી ચાર અધ્યાય જન્મ–પ્રકરણના નિશ્ચિત કરેલા છે. સામાન્ય નિયમ એવો છે કે ભક્તાનાં દુઃખને જોઇ ભગવાન્ પ્રકટ થાય છે. ભગવાનને પ્રકટ થવામાં ભક્તનું દુઃખ કારણભૂત છે. તેથી પ્રથમ અધ્યાયમાં ભગવત્પ્રાકટ્યનો હેતુ વર્ણવ્યો છે. ભક્તના દુઃખનિવારણાર્થ ઉદ્યમ બીજા અધ્યાયમાં દર્શાવ્યો છે. રૂપાંતરનો સ્વીકાર એટલે મનુષ્યવત્ પ્રાકૃત આકૃતિ જેવો સ્વીકાર ભગવાને તૃતીયાધ્યાયમાં કર્યો છે. અને માયાથી જે નાટ્ય ભજવાય તે ચોથા અધ્યાયમાં છે. આ પ્રમાણે ચારે અધ્યાયના અર્થ જન્મપ્રકરણમાં મળતા થાય છે માટે ચાર અધ્યાયથી જન્મપ્રકરણ કહેવાય છે.




---

* चतुर्मूर्तिर्हरिर्जातः तेनाध्यायचतुष्टयम् । प्रथमे वासुदेवोभूत् वसुदेवहृदि स्थित. । मृत्युवारणसामर्थ्यमन्यथा न भवेत् क्वचित् । संकर्षणो द्वितीये तु स्फुटो दैत्यवधाय हि । तथा तृतीये प्रद्युम्नश्चतुर्थे तूर्य उच्यते । न भिन्नो यतः केचित् अतः सर्वे विनोचिताः ॥ निबंधे ॥

# તામસપ્રકરણ

હવે આ વાત ધ્યાનમાં રાખવી, કે ત્રણ વ્યૂહ (પ્રદ્યુમ્ન—સંકર્ષણ—અનિરુદ્ધ—) વ્યૂહ સહિત ભગવાન્ મથુરામાં વસુદેવજી સમક્ષ પ્રકટ થયા છે. અને ગોકુળમાં વાસુદેવ વ્યૂહ અને માયાસહિત નન્દરાયજીને ઘેર પ્રકટ થયા છે. અત્રે ગોકુળમાં અનેક પ્રકારની લીલા કરી ભકતોનો નિરોધ કરવો છે. આ ભકતો તામસ, રાજસ અને સાત્વિક ત્રણ પ્રકારના છે તેમાં પ્રથમ તામસ ભકતોનો પ્રમાણ પ્રમેય સાધન ફલદ્વારા નિરોધ કરશે. પછી રાજસ ભકતોનો પ્રમાણ પ્રમેય સાધન ફલદ્વારા નિરોધ કરશે. ત્યાર પછી સાત્વિક ભકતોનો પ્રમેય સાધન ફલદ્વારા નિરોધ કરશે. આ ક્રમ પ્રમાણે પ્રથમ તામસભકતોનો નિરોધ પ્રમાણ-પ્રમેય-સાધન ફલદ્વારા કરવો છે. તેથી તામસપ્રકરણમાં પ્રથમ અવાન્તર (પેટા) પ્રકરણ પ્રમાણપ્રકરણ આવે છે તે કોષ્ટક ઉપરથી સ્પષ્ટ સમજાશે.




આ પ્રમાણે તામસ-પ્રકરણ અઠ્ઠાવિશ અધ્યાયનું છે તેમાંથી હાલ **તામસપ્રમાણ** પ્રકરણનો વિચાર કરીએ.

---

## તામસ-પ્રમાણ

નન્દાદિઓએ સાતે અધ્યાયના ભગવચ્ચરિત્રમાં પ્રમાણની જ શોધખોળ (અપેક્ષા) રાખી છે, તેથી તેને પ્રમાણ પ્રકરણ કહેવાય છે. આની અંદર સાત અધ્યાય છે. કારણ કે છ અધ્યાયમાં ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય આ છ ભગવદ્ધર્મોનું વર્ણન છે. અને સાતમામાં ઐશ્વર્યાદિ ધર્મ સહિત ધર્મી-ભગવાન્-થી જ નિરોધ સિદ્ધ થયો છે, માટે તે નિરૂપણ સાતમા અધ્યાયમાં છે. આ વાતને આપણે વધારે સ્પષ્ટતાથી વિચારીએ તો માલૂમ પડશે કે આ પ્રકરણના પ્રથમાધ્યાયમાં (૫) ભગવાને પોતાનું **ઐશ્વર્ય** દર્શાવ્યું છે. આ પ્રકરણના બીજા અધ્યાયમાં (૬) પૂતનામારણરૂપી **વીર્ય** ધર્મ સ્પષ્ટ દેખાય છે. ત્રીજા અધ્યાયમાં (૭) શકટભંગ એ યશનું વર્ણન છે. આધારમાં ઉત્કર્ષતા કરી સર્વને આનંદ આપનાર, ચારે તરફ ફેલાઈ રહે તે યશ કહેવાય. અથવા સારી રીતે વર્ણન યોગ્ય ગુણ અને ક્રિયાનો સમૂહ જેમાં હોય તેને યશ કહે છે. ચોથા અધ્યાયમાં (૮) શ્રીવર્ણન સ્પષ્ટ છે. કારણ કે નામ લીલા અને રિંગણ લીલા, બન્ને લીલા સર્વ આપત્તિને દૂર કરનારી છે. તેથી આપત્તિનિવારણ શ્રીકાર્ય છે. ગર્ગ જ્યારે નામકરણ કરવા આવ્યા ત્યારે તેમણે કહ્યુ કે "अनेन सर्वदुर्गाणि यूयमञ्जस्तरिष्यथ

૧૦-૮-૧૬ આ (કૃષ્ણ)નાથી તમે સર્વ દુઃખો વિનાયાસે તરી જશો. આ આપત્તારણ શ્રીનું કાર્ય છે. પાંચમા અધ્યાયમાં (૯) જ્ઞાન સ્પષ્ટ છે. દામોદર લીલા તો જ્ઞાનનો જ પાઠ આપનારી છે. "न चान्तर्न बहिर्यस्य न पूर्वं नापि चापरम्" આ સર્વ જ્ઞાનનો જ બોધ આપનારો અધ્યાય છે તેથી જ્ઞાનાધ્યાય નામ પાડીશું. આ પ્રકરણના છઠ્ઠા અધ્યાયમાં (૧૦) વૈરાગ્યકાર્ય છે, યમલાર્જુનને મુક્તિ આપી, તે વૈરાગ્યકાર્ય છે, વૈરાગ્ય એટલે ભગવદ્દ્વ્યતિરિક્ત બીજા પદાર્થમાં અનાસક્તિ તે વૈરાગ્ય. સાતમામાં છ ધર્મ સહિત ધર્મીનું કાર્ય દેખાય છે, તેથી તેને ધર્મી અધ્યાય કહીશું. કારણ કે-પ્રભુની અનેક બાળલીલાથી ભરપુર આ અધ્યાય છે.

આ પ્રમાણે સાત અધ્યાયનાં પ્રમાણપ્રકરણથી નન્દાદિ પુરુષોનો નિરોધ સિદ્ધ થયો. આ નિરોધ સ્નેહરૂપ હોઈ સર્વથી અધિક છે. પ્રમાણદ્વારા પ્રમેય સિદ્ધ થાય, પ્રમેયરૂપ અત્રે ભગવાન્ છે. આ નન્દપુત્ર ભગવાન્ તે તે અમાનુષ લીલાને કરનારા છે, એમ નિશ્ચય થતાં સકલ દુઃખનિવારક માહાત્મ્ય સ્ફુરતાં ભગવાનમાં સ્નેહ થયો, આ સ્નેહ નિરોધરૂપ હોઈ સર્વથી અધિક છે.*

તામસ-પ્રમાણ

| ઐશ્વર્ય | વીર્ય | યશઃ | શ્રી | જ્ઞાન | વૈરાગ્ય | ધર્મી |
|---|---|---|---|---|---|---|
| અ૦ ૫ | અ૦ ૬ | અ૦ ૭ | અ૦ ૮ | અ૦ ૯ | અ૦ ૧૦ | અ૦ ૧૧ |

## તામસ-પ્રમેયપ્રકરણ

હવે પ્રમેયમાહાત્મ્યદ્વારા જ માતૃચરણ વિગેરેને આસક્તિરૂપ ધર્મ થશે, તેથી આને પ્રમેયપ્રકરણ આપણે કહીશું. આ પ્રકરણમાં પણ પ્રમાણપ્રકરણની માફક જ ક્રમ છે. છ અધ્યાય, છ ધર્મ, ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય આ છના નિરૂપણ કરનારા છે. સાતમો અધ્યાય ધર્મીનું નિરૂપણ કરનારો છે.

આ પ્રકરણના પ્રથમ અધ્યાયમાં (૧૨) ઐશ્વર્યનું નિરૂપણ છે.

तं गोरजश्छुरितकुन्तलबद्धबर्हवन्यप्रसूनरुचिरेक्षणचारुहासम् ।
वेणुं क्वणन्तमनुगैरनुगीतकीर्तिं गोप्यो दिदृक्षितदृशोऽभ्यगमन् समेताः ॥ ४२ ॥
पीत्वा मुकुन्दमुखसारघमक्षिभृङ्गैस्तापं जहुर्विरहजं व्रजयोषितोऽह्नि ।
तत्सत्कृतिं समधिगम्य विवेश गोष्ठं सव्रीडहासविनयं यदपाङ्गमोक्षम् ॥ ४३ ॥

આ પ્રકરણના બીજા અધ્યાયમાં (૧૩) કાલીયદમન લીલાનું શ્રવણ થશે. આ લીલા વીર્યને દર્શાવનારી છે. આ પ્રકરણના ત્રીજા અધ્યાયમાં (૧૪) યશનું વર્ણન છે. ભગવાન્ હૃદમાં નાગદમન કરવા પધાર્યા ત્યારથી તેમનાં દર્શન બંધ થયાં, દરેક નિરોધ્ય ભક્તના હૃદયમાં

* અત્ર ૧૨-૧૩-૧૪ આ ત્રણ અધ્યાય પ્રક્ષિપ્ત ગણાય છે, તેમને આ પ્રકરણવિભાગમાં લેવામાં આવ્યા નથી. તેથી આ પ્રકરણવિભાગની અધ્યાયસંખ્યામાં આ ત્રણ અધ્યાય બાદ કરી અધ્યાયસંખ્યા ગણવામાં આવશે.

આર્ત થવા લાગી, ભગવન્મુખના દર્શનની લાલસા તીવ્ર થઈ ગઈ હતી, પ્રાણમાં પ્રાણ ન રહ્યા, આવા પ્રસંગે *દિવ્યગન્ધમાલાવસ્ત્રને ધારણ કરેલા, મહામણિના સમૂહથી વ્યાપ્ત, સુવર્ણથી શણગારાયલા પ્રભુને મેળવી સર્વના પ્રાણમાં પ્રાણ આવ્યા. આ અભીષ્ટદર્શન યશને દર્શાવનારૂં છે. આ પ્રકરણના ચોથા અધ્યાયમાં (૧૫) પ્રલમ્બાસુરનો વધ કરી કાલદુઃખને દૂર કરવામાં આવ્યું, દુઃખનિવારણ શ્રીનું લક્ષણ છે. આ પ્રકરણના પાંચમા અધ્યાયમાં (૧૬) દાવાગ્નિપાન કરી પોતાનું માહાત્મ્ય દર્શાવી સ્વરૂપ જ્ઞાન કરાવ્યું, તેથી જ્ઞાનાધ્યાય કહીશું. આ પ્રકરણના છઠ્ઠા અધ્યાયમાં (૧૭) વર્ષા અને શરદ્ ઋતુનું વર્ણન છે. આ કાલનું મુખ્ય વર્ણન થયું, પરન્તુ તેમાં તટસ્થતાપૂર્વક રહેવું એ વૈરાગ્યનું લક્ષણ હોવાથી વૈરાગ્યાધ્યાય સ્પષ્ટ છે. આ પ્રકરણના સાતમા અધ્યાયમાં (૧૮) સાક્ષાદ્ ધર્મીનું નિરૂપણ છે. કારણ કે "रसो वै स रसं ह्येवायं लब्ध्वा आनन्दी भवति." આ શ્રુતિમાં દર્શાવેલું બ્રહ્મત્વ વેણુગીતમાં સ્પષ્ટ સમજાય છે. તેથી વેણુગીત એ સાક્ષાત્ ધર્મીનું સૂચક હોવાથી ધર્મિનિરૂપણ આ અધ્યાયમાં સ્પષ્ટ છે. આ પ્રમાણે સાત અધ્યાયથી પ્રમેય પ્રકરણનું નિરૂપણ કરાયું. પ્રમેયદ્વારા સ્ત્રીઓને પોતપોતાના અધિકારાનુસાર આસક્તિરૂપ નિરોધ સિદ્ધ થયો.

તામસપ્રમેય-પ્રકરણ

| ઐશ્વર્ય | વીર્ય | યશઃ | શ્રી | જ્ઞાન | વૈરાગ્ય | ધર્મી |
|---|---|---|---|---|---|---|
| અ૦ ૧૨ | અ૦ ૧૩ | અ૦ ૧૪ | અ૦ ૧૫ | અ૦ ૧૬ | અ૦ ૧૭ | અ૦ ૧૮ |

## તામસ-સાધનપ્રકરણ

હવે વ્યસનસિદ્ધિ દર્શાવતાં સાધનકૃતિદ્વારા કુમારિકા વિગેરેને નિરોધસિદ્ધિ કહેવાને સાધન પ્રકરણનો આરંભ કરાય છે. સાધનદ્વારા નિરોધની સિદ્ધિ આ પ્રકરણમાં થતી હોવાથી આ પ્રકરણને સાધન પ્રકરણ કહે છે. આ પ્રકરણમાં વ્યસનસિદ્ધિ છે. વ્યસન એટલે 'तद्विना स्थातुमशक्तिर्व्यसनम्' તેના વિના (ભગવાન્ વિના) ન રહી શકાય એ વ્યસન છે. (દેહસંબંધી) સકલત્યાગપૂર્વક ભગવત્પ્રાપ્તિ માટે સર્વ કંઇ વ્યસનીનું હોય; બીજાની પ્રાપ્તિ માટે નહિ. લૌકિક વૈદિક પણ ભગવદધીન થઈ જાય. એ આ વ્યસનની વ્યાખ્યા છે. આ પ્રકરણમાં પાછલા બે પ્રકરણોની માફક જ સાત અધ્યાય છે. અને તેમાં ઐશ્વર્ય વીર્ય યશઃ શ્રી જ્ઞાન વૈરાગ્ય અને ધર્મી આ સાતનું નિરૂપણ પણ પાછલા પ્રમાણે પ્રમેયપ્રકરણ જેવું જ છે.

આ પ્રકરણના પ્રથમ અધ્યાયમાં (૧૯) કુમારિકાને વ્રતવરદાન એ ઇશ્વરનો ધર્મ છે, માટે ઐશ્વર્યનું નિરૂપણ સ્પષ્ટ છે. આ પ્રકરણના બીજા અધ્યાયમાં (૨૦) યજ્ઞપત્નીના પ્રસંગમાં ભગવન્માહાત્મ્યનિરૂપણદ્વારા વીર્યકાર્ય સ્પષ્ટ છે. યજ્ઞપત્નીને સમજાવવાનું વીર્યલીલાને અધીન છે. આ પ્રકરણના ત્રીજા અધ્યાય (૨૦) માં વૈષ્ણવયાગ કરવાનું શ્રવણ થશે. તે યાગ યશોવર્ધક

* कृष्णं हृदात् विनिष्क्रान्तम् १०–१७–१३.

હોવાથી આ અધ્યાય યશોધ્યાય કહેવાયો. આ પ્રકરણના ચોથા અધ્યાયમાં (૨૨) ભગવાન્ શ્રીગોવર્ધનપર્વતને ધારણ કરી ઇન્દ્રે કરેલી મહતી આપત્તિને ભગવાને દૂર કરી, તે આપત્તિનિવારણ આપણે શ્રીકાર્ય કહેતા આવ્યા છીએ, માટે આ અધ્યાયમાં શ્રીકાર્ય સ્પષ્ટ છે. આ પ્રકરણના પાંચમા અધ્યાયમાં (૨૩) અદ્‌ભુતકર્મથી આશ્ચર્ય પામ્યા બાદ "गर्गो मे यदुवाच ह" (શ્લોક–૧૫) ઇત્યાદિ વાકયોથી શ્રીનન્દરાયજીએ "तान्यहं वेद नो जना:" વિગેરે વાકયોમાં ભગવાનનું જ્ઞાન દર્શાવ્યું છે, માટે જ્ઞાનકાર્ય આ અધ્યાયમાં સ્પષ્ટ છે. આ પ્રકરણના છઠ્ઠા અધ્યાયમાં (૨૪) ઇન્દ્રના મદને ત્યાગ કરાવવારૂપી વૈરાગ્યકાર્ય સ્પષ્ટ છે. અને સાતમા અધ્યાયમાં (૨૫) ગોકુલવાસીઓને વૈકુણ્ઠપ્રાપ્તિ કરાવી તેમાંથી ઉદ્ધાર કરી ભજનાનન્દનું દાન કરવું તે ધર્મીનું કાર્ય છે. આ પ્રમાણે સાધનપ્રકરણમાં (વ્યસનમાં થતા કાયિક વ્યાપાર રૂપી જ) સાધનકરણદ્વારા કુમારિકાને વ્યસનરૂપ નિરોધ સિદ્ધ થયો.

**તામસ સાધન**

| ઐશ્વર્ય | વીર્ય | યશઃ | શ્રી | જ્ઞાન | વૈરાગ્ય | ધર્મી |
|---|---|---|---|---|---|---|
| અ૦ ૧૯ | અ૦ ૨૦ | અ૦ ૨૧ | અ૦ ૨૨ | અ૦ ૨૩ | અ૦ ૨૪ | અ૦ ૨૫ |

---

## તામસ–ફલપ્રકરણ

સાધન કર્યા બાદ ભક્તિનો ઉદ્રેક થયા વિના ન રહે. ભક્તિના પ્રાબલ્યથી ષડ્ગુણ યુક્ત પૂર્ણ ભગવાનરૂપી ફલ જે પ્રાપ્ત થાય છે તે ફલનું નિરૂપણ આ પ્રકરણમાં કરવામાં આવે છે. તેથી આ પ્રકરણને ફલપ્રકરણ કહેવાય છે. જો કે પ્રથમના ત્રણ પ્રકરણમાં પણ સાત જ અધ્યાય છે, પરંતુ ઐશ્વર્યાદિ છ ધર્મ અને સાતમા ધર્મીનો ક્રમ જે પાછલા ત્રણ પ્રકારણમાં રહ્યો છે, તેવો આ પ્રકરણમાં રહ્યો નથી. પુષ્ટિફલમાં ક્રમનો અતિક્રમ થાય તે દૂષણરૂપ નથી પણ ભૂષણરૂપ છે. મધ્ય ભોગમાં વિશેષ સુખાનન્દ પણ થાય છે.




ઉપરના પ્રથમ કોષ્ટક ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે રમણરૂપ ફલ આપવાનું છે. રમણ રૂપ અને નામ એવી રીતે બે પ્રકારે છે. રૂપવડે રમણ પાંચ અધ્યાયથી કહ્યું કારણ કે આત્મા–મન–ઇંદ્રિય–પ્રાણ–શરીર આમ રૂપ પંચાત્મક છે. નામથી રમણ બે પ્રકારે કહ્યું, કારણ કે શબ્દ પ્રવૃત્તિ–નિવૃત્તિ એવા બે ભેદે બે પ્રકારે છે. આ પ્રકરણના પ્રથમાધ્યાયમાં (૨૬)

ઐશ્વર્ય નિરૂપણ છે. ઐશ્વર્ય એટલે સ્વાતંત્ર્ય, કર્તુમ્–અકર્તુમ્–અન્યથાકર્તુમ્ જે સામર્થ્ય તે ઐશ્વર્ય છે. આ ઐશ્વર્ય દર્શાવવા નાદદ્વારા વ્રજભક્તોનું આહ્વાન કરી વાક્યદ્વારા પાછાં ઘેર *જવાને પ્રેરણા કરવી તે "કર્તુમ્" સામર્થ્ય દર્શાવે છે. ભગવદ્વાક્યથી પણ વ્રજભક્તો પાછાં ઘેર ન ગયાં એ "અકર્તુમ્" સામર્થ્ય છે. ત્યારબાદ રમણાનન્તર વ્રજભક્તોને ગર્વ થયો ત્યારે ભગવાન્ અન્તર્ધાન થઇ ગયા એ "અન્યથાકર્તુમ્" સામર્થ્ય દર્શાવે છે. આ પ્રમાણે પ્રથમાધ્યાયમાં વિવિધ પ્રકારનું ઐશ્વર્ય દર્શાવવામાં આવ્યું છે. આ પ્રકરણના બીજા અધ્યાયમાં (૨૭) "परोक्षोपि रतिं चक्रे" निबन्ध । આત્માનંદ પ્રભુએ **પરોક્ષ છતાં રમણ કર્યું. આત્મારામ છતાં રમણ કર્યું.** આ રમણ વીર્યને સૂચવનારૂં છે. આ પ્રકરણના ત્રીજા અધ્યાયમાં (૨૮) ગોપીગીતથી ભગવત્સ્તુતિવચનમાં યશઃનું વર્ણન સ્પષ્ટ છે. ચોથામાં (૨૯) "तासां आविर्भूत् सौरिः" આ ભગવત્પ્રાકટ્ય સ્પષ્ટ છે. ભગવાન્ પ્રકટ થાય એટલે વિરહદુઃખનિવૃત્તિરૂપી શ્રીકાર્ય સ્પષ્ટ થાય. વચમાં જ્ઞાન અને વૈરાગ્ય ન દર્શાવતાં ધર્મીનું નિરૂપણ કરે છે. આ પ્રકરણના પાંચમા અધ્યાયમાં (૩૦) ધર્મીનું નિરૂપણ છે. અત્ર પ્રાદુર્ભાવરૂપ શ્રીનું નિરૂપણ કર્યા બાદ રમણની આવશ્યકતા છે. રમણમાં જ્ઞાન અને વૈરાગ્ય બાધક છે, તેથી શ્રી પછી જ્ઞાન વૈરાગ્ય ન દર્શાવતાં તુરત જ ધર્મીનું નિરૂપણ કર્યું છે. પુષ્ટિમાર્ગીય વૈરાગ્ય એનું નામ છે કે ભગવાન્ વિના અન્ય સર્વનો પરિત્યાગ એ વૈરાગ્ય છે. ભગવત્સ્વરૂપરૂપી ફલની પ્રાપ્તિ થયા બાદ ભગવાન્ ઉત્તમ છે, એવું જ્ઞાન થયા બાદ આવું વૈરાગ્ય થાય અને તે વૈરાગ્યથી ભગવાન્ વિના અન્ય સર્વનો ત્યાગ કરી દે. આ રીતે પણ ભગવત્સ્વરૂપરૂપી ફલ પ્રથમ પ્રાપ્ત થવાની જરૂર છે. આ પુષ્ટિમાર્ગીય જ્ઞાન પણ ધર્મીના પછી નિરૂપણ કર્યું છે. ભગવાન્નાં ગુણગાન એ પુષ્ટિમાર્ગીય જ્ઞાન છે. તે ભગવાન્ની પ્રાદુર્ભાવાવસ્થામાં તે સંભવે નહિ, પરંતુ સંયોગના વચમાં થનારી વિરહાવસ્થામાં આ જ્ઞાન થાય, તેથી પ્રથમ ધર્મીનું નિરૂપણ કરી જ્ઞાનનું નિરૂપણ કર્યું તે યોગ્ય જ કર્યું છે. આ પ્રકણના છઠ્ઠા અધ્યાયમાં (૩૧ વૈરાગ્ય નિરૂપણ કર્યું છે. વૈરાગ્યે અન્યાશ્રયને દૂર કર્યો. લોકન્યાયથી પણ અન્યત્ર અન્યાશ્રય કરવા જાય તો પણ અનિષ્ટ થાય છે. નન્દજીએ અમ્બિકાવ્રત કરી અન્યાશ્રય કર્યો, તેની શિક્ષામાં અન્યાશ્રયે સર્પનું રૂપ લેઈ ગળ્યા. પ્રભુને શરણે જતાં અન્યાશ્રય દૂર થયો. હવે આ પ્રકરણના સાતમા (૩૨) અધ્યાયમાં જ્ઞાનનું નિરૂપણ સ્પષ્ટ છે. પાછળ કહી ગયા એમ પુષ્ટિમાર્ગીય જ્ઞાનોદય વિરહદશામાં થાય છે. ભગવાન્ વનમાં ગોચારણાર્થે પધાર્યા, એટલે "कृष्णलीलाः प्रगायन्त्यो निन्युर्दुःखेन वासरान्" કૃષ્ણલીલાને ગાતાં દુઃખે દિવસો ગુજારે

---

* (કર્તુમ્) ધ્વનિથી આહ્વાન કરવાને સમર્થ છે. (અકર્તુમ્) ઘેર પાછાં જવાનાં વાક્ય ઉચ્ચારી પ્રહગમન ન કરવાને સમર્થ છે. પોતાનાં વાક્યો પ્રબળ છતાં દુર્બળ બનાવી જીવનાં દુર્બળ વાક્યોને પ્રબળ કરવાં એ અન્યથાકર્તુમ્ સમર્થ પ્રભુ છે. (બીજે પ્રકાર) ભગવાનના વાક્યને ન માનવાનો દોષ રમણમાં હેતુભૂત બનાવી તેને ગુણરૂપ બનાવ્યો તે કર્તુમ્ સમર્થ કહેવાય. અથવા અસંભવિત ગર્વ ન કરવો. સંભવિત સર્વભાવપ્રપત્તિ ન કરવી, એ અકર્તુમ, તેમ જ થએલા બહિઃપ્રાકટ્યને અને બાહ્ય રમણને અન્તર્ભૂત કરવાનું અન્યથા સામર્થ્ય છે.

છે. આ ગુણગાન જ્ઞાનનું કારણ છે. તેથી આને જ્ઞાનાધ્યાય કહીશું આવી રીતે સાત અધ્યાયથી ફલપ્રકરણ દર્શાવ્યું છે

**તામસ—ફલ**

| ઐશ્વર્ય | વીર્ય | યશ | શ્રી | ધર્મ | વૈરાગ્ય | જ્ઞાન |
|---|---|---|---|---|---|---|
| અ૦ ૨૬ | અ૦ ૨૭ | અ૦ ૨૮ | અ૦ ૨૯ | અ૦ ૩૦ | અ૦ ૩૧ | અ૦ ૩૨ |

આ પ્રમાણે અઠાવીશ અધ્યાયથી પ્રમાણ, પ્રમેય, સાધન, ફલ—નિરૂપણદ્વારા ગોકુલ સ્થ તામસભક્તોનો ફલપર્યન્ત નિરોધ સિદ્ધ થયો



# રાજસપ્રકરણ

| પ્રમાણ | પ્રમેય | સાધન | ફલ |
|---|---|---|---|
| અ૦ ૩૩ થી ૩૯ | અ૦ ૪૦ થી ૪૬ | અ૦ ૪૭ થી ૫૩ | અ૦ ૫૪ થી ૬૦ |

હવે રાજસભક્તોનો નિરોધ કરવા માટે રાજસપ્રકરણારંભ થાય છે. અહિં રાજસપ્રકરણમાં પણ પૂર્વના જેવો જ ક્રમ છે. પ્રમાણ–પ્રમેય–સાધન–ફલદ્વારા નિરોધ કરવો છે. તેમાં પ્રથમ સાત અધ્યાયનું પ્રમાણપ્રકરણ છે.

પ્રમાણપ્રકરણ ૩૩–૩૪–૩૫–૩૬–૩૭–૩૮–૩૯ આ સાત અધ્યાયના પ્રકરણમાં પ્રથમ છ અધ્યાય ઐશ્વર્ય–વીર્ય–યશઃ–શ્રી–જ્ઞાન–વૈરાગ્ય આ છ ધર્મના નિરૂપક છે. જ્યારે સાતમો અધ્યાય ધર્મીનો નિરૂપક છે. પ્રમાણની અપેક્ષાદ્વારા ભગવચ્ચરિત્રમાં અને ભગવાન્‌માં (પ્રીતિ થઈ) બુદ્ધિ સ્થિર થઈ તેથી આ પ્રકરણનું નામ *પ્રમાણપ્રકરણ રાખવામાં આવ્યું છે.

## રાજસ–પ્રમાણપ્રકરણ

આ પ્રમાણપ્રકરણમાં પ્રથમાધ્યાયમાં (૩૩) ભગવાન્‌ની સ્વતંત્રતા સ્પષ્ટ જણાય છે, માટે ઐશ્વર્ય વર્ણન છે. આ પ્રકરણના બીજા અધ્યાયમાં (૩૪) દુષ્ટ દૈત્ય માર્યા છે, તેથી વીર્ય સ્પષ્ટ છે. જ્ઞાનમાં બાધક કેશી હતો, વ્યોમાસુર લીલામાં બાધક હતો તેથી કેશીને અને વ્યોમાસુરને માર્યા, તે વીર્યકાર્ય છે. આ પ્રકરણના ત્રીજા અધ્યાયમાં (૩૫) અક્રૂરજી વ્રજમાં પધાર્યા છે. (આ અક્રૂરજી સાત્વિક છે. છતાં બિચારા રાજસ તામસ એવા ઉભય સંગદોષથી કંસના સોબતી બન્યા છે.) આ અક્રૂરજી ભગવદ્વિષયક મનોરથ કરશે તો રાજસ તામસ દોષ દૂર થશે અને ભગવાન્ પાસે જઈ શકશે. દોષનો પરિત્યાગ થાય તો સાત્વિક થવાય, ભક્ત થવાય અને કૃષ્ણ પાસે જવાય, એવું દૃષ્ટાંત અક્રૂરજીનું છે. સાત્વિક થયા પછી ત્રણે માર્ગમાં નિષ્ઠા સુંદર ચોટે છે. કૃષ્ણ માહાત્મ્યરૂપી વિજ્ઞાન કે જે ભક્તિમાર્ગમાં અત્યંત ઉપયોગી છે, તે આ ભક્તને થાય છે. ભગવત્સ્વરૂપ બોધ એ જ જ્ઞાનનો ખરો અર્થ છે. ભગવત્કર્મમાં કામના આ ભક્તને થાય છે. એ સર્વ આપણે અક્રૂરમાં અનુભવીએ છીએ. આ અક્રૂરજીએ વ્રજમાં યશોવૃદ્ધિ કરી તેથી યશોલીલા છે. આ પ્રકરણના ચોથા અધ્યાયમાં (૩૬) ભક્તોને હૃદયમાં

---

* (આ પ્રમાણની સંકલનામાં નારદજી પ્રથમ છે. તેમણે કંસને પ્રમાણ કરી બતાવ્યુ કે-ભગવાન્ દેવકીપુત્ર છે. બીજા અક્રૂરજી છે. તેમણે નંદ અને વસુદેવ બન્નેને આ પુત્ર ભગવાન્ છે, એ પ્રમાણીભૂત કર્યું. નંદ ત્રીજા છે. તેમણે વ્રજમાં ભગવત્ત્વ પ્રસિદ્ધ કર્યું, શ્રીગોપિકાઓએ પોતપોતાના યૂથમાં ભગવત્ત્વ પ્રસિદ્ધ કર્યું; અને વ્યૂહરૂપ હરિએ એ અક્રૂરને પુરુષોત્તમત્વનું ભાન કરાવ્યુ. કુબ્જાએ મથુરાની સ્ત્રીઓમાં ભગવત્ત્વ જણાવ્યું. આમ દરેક અધ્યાયમાં એક એક પ્રમાતા છે, તેથી પ્રમાણપ્રકરણ આ સાત અધ્યાયને કહેવાય છે.) (યોજના).

નારદજી દેવનાં ગુહ્ય કાર્યકર્તા છે તેથી ભગવાન્‌ની સંમતિ ન હતી, તોપણ દેવપ્રેરણાથી તેમણે કંસને સમજાવ્યું કે વસુદેવ દેવકીના પુત્ર, કૃષ્ણ છે, અને રોહિણી પુત્ર બળરામ છે. તે તારા ભયથી નન્દને ત્યાં મુક્યા છે, તે બિએ આ સર્વને માર્યા, આ વાતમાં પણ ભગવાન્ સ્વતંત્ર હતા.

## રાજસસાધનપ્રકરણ

હવે દુઃખ નિવારકપણાથી ભગવાનમાં એકતાન થવું. આ એકતાનતા સાધનરૂપે હોઈ તે દ્વારા નિરોધ સિદ્ધ થયો તેથી આ પ્રકરણનું નામ સાધનપ્રકરણ કહેવાય છે. અત્ર પણ પહેલાંના પ્રકરણની માફક જ ક્રમ છે. સાત અધ્યાયનું આ પ્રકરણ છે. ઐશ્વર્ય, વીર્ય, યશઃ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય, ધર્મી આવી રીતે સાત અધ્યાયનું નિરૂપણ આ પ્રકરણમાં છે. તે આ પ્રકરણના પ્રથમ અધ્યાયમાં જરાસંધે પલાયન કર્યું વિગેરે ઐશ્વર્ય છે. તે ઉપરાંત દ્વારકા નિર્માણ પણ ઐશ્વર્યકાર્ય છે. આ પ્રકરણના બીજા (૪૮) અધ્યાયમાં મુચુકુન્દદ્વારા યવનને માર્યો, અને સાધનમાત્રનો ઉપદેશ આપી મુચુકુન્દનો ઉદ્ધાર કર્યો. તે વીર્યકાર્ય છે. આ પ્રકરણના ત્રીજા (૪૯) અધ્યાયમાં રુકિમણીજીની સ્તુતિમાં "શ્રુત્વા ગુણાન્" ઈત્યાદિ શ્લોકથી યશોવર્ણન છે, તેથી તે યશોધ્યાય છે. આ પ્રકરણના ચોથા (૫૦) અધ્યાયમાં રુકિમણીજીનું હરણ કરી અન્ય સંબંધીરૂપી આપત્તિ દૂર કરવાનું શ્રીકાર્ય સ્પષ્ટ જ છે. આ પ્રકરણના પાંચમા (૫૧) અધ્યાયમાં રૂકિમને વિરૂપ બનાવ્યા બાદ શ્રીબલદેવજીદ્વારા રૂકિમણીજીને ઉપદેશ અપાવશે તે ઉપદેશ જ્ઞાનકાર્ય છે. આ પ્રકરણના છઠ્ઠા (૫૨) અધ્યાયમાં પ્રદ્યુમ્ન દર્શનાનન્તર ત્યાંજ મન ચોંટયું, સંસારમાં વિરક્ત થયું એ વૈરાગ્યનું કાર્ય છે. આ પ્રકરણના સાતમા અધ્યાય (૫૩)માં જામ્બુવાન્ સાથે યુદ્ધ થયું, મણિ ત્યાંથી મેળવ્યો. એ સર્વ ધર્મીનું કાર્ય છે. આ પ્રમાણે તે તે લીલાદ્વારા એકતાનતા સાધન દર્શાવનારૂં સાધનપ્રકરણ પૂર્ણ થયું.

### સાધનપ્રકરણ ઉપર વિશેષ

વ્યસનમાં–(દુઃખમાં) પડેલાને લૌકિક દુઃખમાંથી મુક્ત કરાવી ભગવદ્વ્યસની કરવા એ અત્ર આશય છે. લૌકિક વ્યસની મટી કૃષ્ણ વ્યસની થયા, દુઃખનિવારક ભગવાન્માં એકતાનતા એ સાધન છે. દુઃખ દેનારા જરાસંધ યવન વિગેરે છે. મથુરાના સમભાવથી દ્વારકા બનાવી ત્યાં સર્વને રાખી દુઃખનિવૃત્તિ કરી છે. સર્વને દ્વારકામાં રાખવાથી મથુરામાં કોઈ નહિ હોવાથી જો કે યવનને મારવાની જરૂર ન હતી તોપણ अद्यापि मथुरायां हि तिष्ठंत्याध्यात्मिकाः सदा दैविकाश्चापि तिष्ठन्ति હજુ સુધી પણ આધ્યાત્મિક આધિદૈવિક રહે છે. તેવાનાં સુખ માટે યવન માર્યો, માટે યવનનું હનન આધિદૈવિક દુઃખનિવારણ માટે છે એમ માનવું.

**પ્રભુ મળ્યા પણ મુચુકુન્દનો મોક્ષ કેમ નહિ?** મુચુકુન્દની કથા વીર્ય અધ્યાયમાં છે. એને નિદ્રાવ્યસનમાંથી મુક્ત કર્યો. આ સાધનપ્રકરણ છે. ફલપ્રકરણ નથી. તેથી તેને સાધન બતાવ્યાં, ફલ આપ્યું નહિ તેથી તે મુક્ત પણ ન થયો. તેના સુખ માટે ઉદ્ધાર ન કર્યો, પ્રમેયબલથી મુક્ત કરત પણ સાધન કક્ષાના જીવને સ્વાસ્થ્ય થાત જ નહિ, આ ઉપરાંત બીજું કારણ પ્રારબ્ધકર્મ હતું. મર્યાદામાર્ગના જીવનાં પ્રારબ્ધકર્મ પ્રભુ નાશ નથી કરતા. તેથી પણ મુચુકુન્દનો મોક્ષ ન થયો.)

રાજસસાધનપ્રકરણ

| અ૦ ૪૭ | અ૦ ૪૮ | અ૦ ૪૯ | અ૦ ૫૦ | અ૦ ૫૧ | અ૦ ૫૨ | અ૦ ૫૩ |
|---|---|---|---|---|---|---|
| ઐશ્વર્ય | વીર્ય | યશઃ | શ્રી | જ્ઞાન | વૈરાગ્ય | ધર્મી |

## રાજસફલપ્રકરણ

હવે ફલપ્રકરણ કહેવાય છે. તે તે અધિકારીને તે તે ફલનું દાન કરેલું હોવાથી આ ફલપ્રકરણ છે. આ પ્રકરણમાં પૂર્વવત્ અધ્યાયવિભાગ છે. ઐશ્વર્ય–વીર્ય–યશઃ–શ્રી–જ્ઞાન–વૈરાગ્ય–ધર્મી આવી રીતે સાત અધ્યાયમાં નિરૂપણ છે. આ પ્રકરણના પ્રથમ અધ્યાયમાં (૫૪)માં શતધન્વાનો વધ ઐશ્વર્યકાર્ય છે. બીજા (૫૫) મા અધ્યાયમાં વિશ્વકર્માથી નગર બનાવવાનું અને મિત્રવિન્દાનું હરણ એ વીર્યકાર્ય છે. ત્રીજા (૫૬) મા અધ્યાયમાં ભૌમાસુરનો વધ કર્યા બાદ ભૂમિએ સ્તુતિ કરી તેને અભયદાન આપ્યું તે યશઃકાર્ય છે. ચોથા (૫૭) મા અધ્યાયમાં ભગવાને રુકિમણી પ્રત્યે (પરિહાસમાં) મજાકમાં કહ્યા બાદ રુકિમણીજીને સાન્ત્વન કરી પ્રિય મારો ત્યાગ કરશે તે ભય દૂર કરી ભયાપત્તિ દૂર કરવાનું શ્રીકાર્ય કર્યું. પ્રિય ત્યાગ કરે તો પ્રાણગમનરૂપી આપત્તિ આવે, તે પણ અત્રે દૂર કરી છે. આ પ્રકરણના પાંચમા (૫૮)મા અધ્યાયમાં ભગવત્પત્નીઓ રમણ કર્તી એવા ભગવાન્ મનને વશ કરવા સમર્થ ન થઈ શકયા, તે જ્ઞાનકાર્ય છે. આ પ્રકરણના છઠ્ઠા (૫૯) મા અધ્યાયમાં અનિરુદ્ધબંધન કર્યાનું જાણ્યા છતાં તેનો ઉપાય ન કરવાનું વૈરાગ્યકાર્ય છે અને સાતમા (૬૦) મા અધ્યાયમાં બાણના હાથ કાપવાનું ધાર્મિકાર્ય અને માહેશ્વર–વૈષ્ણવ ઉભય જ્વર યુદ્ધ કર્યા પછી શંકરને વરદાનનો પ્રસંગ પણ ધર્મીનું કાર્ય છે. આ પ્રમાણે રાજસફલપ્રકરણ પૂર્ણ થયું.

રાજસફલ

| અ૦ ૫૪ | અ૦ ૫૫ | અ૦ ૫૬ | અ૦ ૫૭ | અ૦ ૫૮ | અ૦ ૫૯ | અ૦ ૬૦ |
|---|---|---|---|---|---|---|
| ઐશ્વર્ય | વીર્ય | યશઃ | શ્રી | જ્ઞાન | વૈરાગ્ય | ધર્મી |

આ અઠ્ઠાવિશ અધ્યાયનુ રાજસપ્રકરણ પૂર્ણ થયું.

વિરહ પ્રકટ કરી તે અન્તઃકરણમાં ભગવત્પાદુર્ભાવરૂપી શ્રીકાર્ય છે. અક્રૂરજી ભગવાનને બોલાવવા માટે આવ્યા છે. કંસમારણાર્થ ભગવાનના મથુરા પધારવાના પ્રસંગે વ્રજભક્તોના હૃદયમાં વિયોગ થયો તે વિયોગ પ્રભુએ વાણીથી શાન્ત કર્યો. ઋષિરૂપા–ઉપનિષદ્રૂપા આ ગોપીજનોએ ભગવાનનાં વચન ઉપર વિશ્વાસ રાખી ધૈર્ય અવલંબ્યું અને પ્રાણ જતા બચાવ્યા. આ આપત્તિ દૂર કરવારૂપી શ્રીકાર્ય થયું. આ પ્રકરણના પાંચમા અધ્યાયમાં (૩૭) માં જ્ઞાનકાર્ય છે. [ આ અધ્યાયમાં અક્રૂર સ્તુતિ છે. પ્રભુએ માહાત્મ્યજ્ઞાન કરાવ્યું તેથી તે સ્તુતિ કરી શકયા, અક્રૂરજીમાં સ્નેહભક્તિ સંસ્કારથી આવી છે. જેના પ્રભાવે કાકાના અભિમાનને ત્યજી દીનતાપૂર્વક સ્તુતિ કરી શકયા, આ સર્વ જ્ઞાનકાર્ય છે.] આ પ્રકરણના છઠ્ઠા અધ્યાયમાં (૩૮) અક્રૂરજીને ઘેર મોકલવાનું કામ વૈરાગ્યબોધક છે. અક્રૂરજીનો હાથ ઝાલી ભગવાને કહ્યું કે તમે ઘેર જાઓ, અમે તો અત્ર જ રહીશું. આ નગરીને નિરખીશું. આ કાર્ય વૈરાગ્યજનક છે, તેથી આ અધ્યાયને વૈરાગ્ય અધ્યાય કહે છે.

(આ શિવાય નિબંધમાં આ અધ્યાયના બીજા પ્રસંગોને વૈરાગ્ય તરીકે નીચે પ્રમાણે ઘટાવ્યા છે. આગળ ૩૯ મા અધ્યાયમાં પ્રારંભમાં કુબ્જા વાકય આવે છે, તે વૈરાગ્ય બોધક છે, અને આ ૩૮ મા અધ્યાયના આરંભમાં અક્રૂરજી પ્રત્યેનાં વચન પણ વૈરાગ્ય-જનક છે. તેથી આ બે વાકયમાં વચમાં પડેલા સર્વ પ્રસંગો ભક્તોને ભગવત્ત્વ જ્ઞાન ઉત્પન્ન કરનારા અને તે દ્વારા વૈરાગ્યજનક થયા છે. એ પ્રસંગો દંડ અને કૃપા કરનારા છે. જેમકે રજકને દંડ આપ્યો છે. તેણે સીતાજીના વખતમાં પણ ધૃષ્ટતા કરી સીતાજીને વનવાસ કરવામાં તે નિમિત્ત હતો. તે ધાષ્ટર્યથી તેને શિક્ષા કરી છે, કર્મમાર્ગમાં તે તે પ્રકારે સર્વને ફલ મળે છે. આ શિક્ષા વૈરાગ્યકાર્ય છે. તેમ જ વાયક ( દરજી ) માળાકાર ( માળી ) ઉપર પ્રસાદ (કૃપા) કરી છે. તે કૃપા વખતે બન્નેની સુંદર પરીક્ષા કરી છે. આ પરીક્ષા તેમનું વૈરાગ્ય-કાર્ય હતું. વાયક નટપ્રિયવેશ બનાવનાર છે, તેથી પ્રિય હોય છે. આ પ્રમાણે રજક, વાયક અને માળાકાર આ ત્રણે પ્રસંગ વૈરાગ્યકાર્ય છે.)

આ પ્રકરણના સાતમા અધ્યાયમાં (૩૯) ધનુર્ભંગ કરી ધર્મીનું કાર્ય દર્શાવ્યું છે, તેથી આ અધ્યાય ધર્મીનો છે. આ પ્રમાણે કુબ્જાને રૂપદાન કરીને અને દ્વિવિધનિગ્રહ કરીને અર્થાત્ યાદવોને આસક્તિ કરાવી દુષ્ટનો વધ કરીને પ્રમાણદ્વારા વસુદેવપુત્રપણું અને બ્રહ્મત્વ વિગેરે યાદવોને સાબીત કરી બતાવ્યું.

રાજસ પ્રમાણ

| ઐશ્વર્ય | વીર્ય | યશઃ | શ્રી | જ્ઞાન | વૈરાગ્ય | ધર્મી |
|---|---|---|---|---|---|---|
| અ૦ ૩૩ | અ૦ ૩૪ | અ૦ ૩૫ | અ૦ ૩૬ | અ૦ ૩૭ | અ૦ ૩૮ | અ૦ ૩૯ |

## રાજસપ્રમેય

પ્રમાણથી પ્રમિતિ થાય, હવે પ્રમેયરૂપ ભગવદ્બલનો બોધ કરાવનાર પ્રમેયપ્રકરણનો આરંભ કરાય છે. આ પ્રકરણમાં પણ છ અધ્યાય ઐશ્વર્ય–વીર્ય–યશઃ–શ્રી–જ્ઞાન–વૈરાગ્ય આ

# સાત્વિકપ્રકરણ




સાત્વિકપ્રકરણમાં પ્રમાણપ્રકરણ નથી, કારણ કે સાત્વિકો પ્રમાણની અપેક્ષા રાખતા નથી. પ્રમાણજ્ઞાન તેમને સ્વાભાવિક જ હોય છે. "सत्त्वात् सञ्जायते ज्ञानम्" આ સત્વ તેમનો સ્વભાવ જ છે. તેથી પ્રમાણ આપોઆપ સ્ફૂરે છે. તેથી સાત્વિક ભકતોનો નિરોધ પ્રમેય-સાધન–ફલ ત્રણ દ્વારા થયો છે. તેથી તેમાં (૨૧) અધ્યાય કુલ છે. પ્રથમ પ્રમેયપ્રકરણ છે.

આ પ્રમેયપ્રકરણના સાત અધ્યાય છે. ક્રમ પણ પૂર્વવત્ છે. તેમાં પ્રથમાધ્યાય (૬૧) માં અધ્યાયમાં નૃગમોક્ષ એ ઐશ્વર્યનું કામ છે. બીજા (૬૨) મા અધ્યાયમાં શ્રીયમુનાકર્ષણ વીર્ય-કાર્ય છે. આવેશી બળરામદ્વારા થયું છે. ત્રીજા (૬૩)મા અધ્યાયમાં ભગવાનના જેવો વેશ ધારણ કરનાર પૌણ્ડ્રકને પણ મુક્તિ આપી ભગવાને યશઃકાર્ય કર્યું છે. ચોથા (૬૪) મા અધ્યાયમાં બલદેવરમણ–ક્રીડા–તે શ્રીકાર્ય છે. કારણ કે જ્યાં શ્રીકાર્ય હોય ત્યાં આપત્તિ દૂર થાય છે, તો અત્રે દ્વિવિધ નામના વાનરને મારી આપત્તિ દૂર કરી છે. તેમ જ પાંચમા (૬૫) મા અધ્યાયમાં ગુરુને પણ સ્વરૂપજ્ઞાન કરાવવાનું જ્ઞાનકાર્ય છે. છઠ્ઠા (૬૬) મા અધ્યાયમાં ભગવાન્ ગૃહસ્થ ધર્માચરણ કરી રહ્યા હતા છતાં નિર્લેપ છે, એવું નારદજીને દર્શન કરાવ્યું. એ વૈરાગ્યદર્શન છે. સાતમા (૬૭) મા અધ્યાયમાં સવારમાં વહેલા ઉઠવું, સ્નાન, દાન, રાજસભાપ્રવેશ વિગેરે ધર્મીનું કાર્ય છે. આ પ્રમાણે સાત્વિકનું પ્રથમ પ્રકરણ પ્રમેયપ્રકરણ સાત અધ્યાયનું પૂર્ણ થાય છે.

## સાત્વિક પ્રમેયપ્રકરણ




## સાત્વિકસાધન

આ સાત્વિકમાં સાધનપ્રકરણ છે. સાધન મર્યાદાનું બોધક આ પ્રકરણ છે તેથી સાધન-પ્રકરણ કહે છે. આની અંદર પણ પૂર્વવત્ ક્રમ છે. સાત અધ્યાયનું પ્રકરણ છે. તેમાં પ્રથમ (૬૮) મા અધ્યાયમાં સર્વ સૈન્ય સાહિત્ય સાથે હસ્તિનાપુરનાં ગમન. ત્યાં ગયા બાદ યુધિષ્ઠિરે ઠાઠમાઠથી પૂજાકરણ વિગેરે ઐશ્વર્ય કાર્ય છે. બીજા (૬૯) મા અધ્યાયમાં યુધિષ્ઠિરને દિગ્વિજય કરાવાનું ભીમદ્વારા જરાસંધનો વધ એ વીર્યકાર્ય છે ત્રીજા (૭૦) મા અધ્યાયમાં જરાસંધે કેદ કરેલા રાજાઓને મુક્તિ અપાવી તેથી તેઓએ કરેલી સ્તુતિ યશોલીલા છે. ચોથા (૭૧) મા અધ્યાયમાં શિશુપાલનો વધ કરીને તેને (જય વિજયના સમયે થએલ) શાપરૂપ આપત્તિને

દૂર કરી મુક્તિનું દાન કરવું તે શ્રીકાર્ય છે. પાંચમા (૭૨) મા અધ્યાયમાં દુર્યોધનને જલસ્થલનો ભ્રમ થતાં ભીમ વિગેરેનું હાસ્ય જોઈ આ પ્રસંગથી ભગવાને ભૂભારહરણનું ભવિષ્ય વિચારી આ:: જાણતા છતાં મૌન જ રહ્યા, તે જ્ઞાનકાર્ય છે. તેમ જ આ પ્રકરણના છઠ્ઠા (૭૩) મા અધ્યાયમાં શાલ્વયુદ્ધમાં પ્રદ્યુમ્નને સારથિએ યુદ્ધમાંથી પાછો લાવવાથી પ્રદ્યુમ્ને કહ્યું કે યુદ્ધમાં મરવું શ્રેષ્ઠ છે, પણ પાછા ફરી શરીર રક્ષા કરવી એ વીરને યશોહાનિ કરનારૂં છે. આવી રીતે શરીરરક્ષાની નિન્દાને વૈરાગ્યકાર્ય કહેવાય. સાતમા (૭૪) મા અધ્યાયમાં શાલ્વવધ વિગેરે ધર્મીનું કાર્ય સ્પષ્ટ છે. આ પ્રમાણે સાત અધ્યાયનું સાત્વિક સાધનપ્રકરણ પૂર્ણ કર્યું.

### સાત્વિક સાધનપ્રકરણ

| અ૦ ૬૮ | અ૦ ૬૯ | અ૦ ૭૦ | અ૦ ૭૧ | અ૦ ૭૨ | અ૦ ૭૩ | અ૦ ૭૪ |
|---|---|---|---|---|---|---|
| ઐશ્વર્ય | વીર્ય | યશઃ | શ્રી | જ્ઞાન | વૈરાગ્ય | ધર્મી |

### સાત્વિકફલ

આ સાત્વિક ફલપ્રકરણમાં પણ સાત અધ્યાય છે. તેનો ક્રમ પણ પૂર્વવત્ છે. આ પ્રકરણના પ્રથમ (૭૫) મા અધ્યાયમાં દન્તવક્ત્રવધ વિગેરે કાર્ય ઐશ્વર્યનું છે. બલદેવજીએ સૂતજીનો વધ કરી પુનઃ સૂતજીને સ્થાપ્યા, બ્રહ્મશાપમાંથી મુક્તિ થવી, આ સર્વ અન્યથાકર્તું સામર્થ્ય છે તે ઐશ્વર્યને સૂચવે છે. આ પ્રકરણના બીજા (૭૬) મા અધ્યાયમાં બલ્વલવધ વિગેરે આવેશકાર્ય વીર્યકાર્ય છે. આ પ્રકરણના ત્રીજા (૭૭) મા અધ્યાયમાં દરિદ્ર સુદામાજીને લક્ષ્મીસહિત સત્કાર કરવાનું યશોલીલા છે. ચોથા (૭૮) મા અધ્યાયમાં એક મુષ્ટિ તન્દુલમાત્રમાં સર્વસમ્પત્તિનું દાન અને મુક્તિનું પણ દાન એ શ્રીકાર્ય છે. પાંચમા (૭૯) મા અધ્યાયમાં કુરુક્ષેત્રની યાત્રામાં ભક્તોપ્રત્યે એકાન્તમાં જ્ઞાનોપદેશવાક્યો કહેવામાં આવ્યાં છે તે જ્ઞાનકાર્ય છે. છઠ્ઠા (૮૦)મા અધ્યાયમાં (પુષ્ટિમાર્ગસ્થા દ્રૌપદીએ) ભગવાનના વિવાહ સંબંધી પટરાણીને પ્રશ્ન પુછ્યા. પટરાણીએ વિવાહવર્ણન કર્યું, અને ભગવાને તટસ્થ રહી સંસારમાં વૈરાગ્યદર્શન કરાવ્યું તે વૈરાગ્યકાર્ય છે. સાતમા (૮૧) મા અધ્યાયમાં દ્વૈપાયનાદિ ઋષિઓ ભગવાનના દર્શનાર્થે આવ્યા તેમના પ્રત્યે ભગવાને જે વચન કહ્યાં તે ધર્મીનું કાર્ય દર્શાવનારાં છે તેથી તેને આપણે ધર્મીનો અધ્યાય કહીશું. આ પ્રમાણે સાત અધ્યાયથી સાત્વિક ફલ–પ્રકરણ પૂર્ણ થયું.

### સાત્વિક ફલપ્રકરણ

| અ૦ ૭૫ | અ૦ ૭૬ | અ૦ ૭૭ | અ૦ ૭૮ | અ૦ ૭૯ | અ૦ ૮૦ | અ૦ ૧ |
|---|---|---|---|---|---|---|
| ઐશ્વર્ય | વીર્ય | યશઃ | શ્રી | જ્ઞાન | વૈરાગ્ય | ધર્મી |

(૨૧) અધ્યાયનું સાત્વિકપ્રકરણ પણ પૂર્ણ થયું.



# ગુણનિરૂપણ

## શ્રીકૃષ્ણસ્વરૂપ દ્યોતક ગુણનિરૂપણ પ્રકરણ

| અ૦ ૮૨ | અ૦ ૮૩ | અ૦ ૮૪ | અ૦ ૮૫ | અ૦ ૮૬ | અ૦ ૮૭ |
|---|---|---|---|---|---|
| ઐશ્વર્ય | વીર્ય | યશઃ | શ્રી | જ્ઞાન | વૈરાગ્ય |

હવે છ અધ્યાયનું છેલ્લું ગુણપ્રકરણ કહેવાય છે જેમણે આ લીલાઓ કરી ભક્તોનો નિરોધ કર્યો તે પ્રભુ શ્રીકૃષ્ણ પરાત્પર છે, તેવું દર્શાવવા માટે આ ગુણપ્રકરણ છે. ગુણ છ તેથી છ અધ્યાય છે. પ્રથમમાં (૮૨) મા અધ્યાયમાં વસુદેવસ્તુતિ–ઉપદેશ–દેવકી પુત્રોને પાછા લાવી આપવા વિગેરે ઐશ્વર્યકાર્ય છે. બીજા (૮૩) મા અધ્યાયમાં વીર્યનું નિરૂપણ બે પ્રકારે છે. બુદ્ધિવીર્ય અને ક્રિયાવીર્ય, અર્જુને સુભદ્રાહરણાદિ કર્યું. તેમાં પ્રતિબન્ધ ન કરવો, નિન્દા પણ ન થવા દેવી એવો જે ભગવદ્વિચાર તે બુદ્ધિવીર્ય છે. શ્રુતદેવ અને જનકને એક-કાલાવચ્છેદે (એકી વખતે–સમાન ક્ષણે) મુક્તિનું દાન કરવું અર્થાત્ એક જ સ્વરૂપે બન્નેને દ્વિરૂપ થઈ મુક્તિદાન કરવું એ ક્રિયાવીર્ય છે. ત્રીજા (૮૪) મા અધ્યાયમાં શ્રુતિગીતામાં ભગવાનનુ યશઃ યથાર્થ રીતે ગવાયું છે તેથી તે યશોધ્યાય છે. ચોથા (૮૫) મા અધ્યાયમાં શંકરની આપત્તિ દૂર કરવાનુ કાર્ય શ્રીકાર્ય છે. પાંચમા (૮૬) મા અધ્યાયમાં ભૃગુએ પરીક્ષા કરવા લાત મારી છતા ક્ષમા કરવી એ જ્ઞાનકાર્ય છે. છઠ્ઠા (૮૭) મા છેલ્લા અધ્યાયમાં સ્ત્રીઓ સાથે જલક્રીડામાં મનનુ તિરોધાન, અને મનના તિરોધાનથી તે પટરાણીઓ પણ અત્યન્ત વિહ્વલ થઈ ગયાં. તે સર્વ ક્રિયામાં કૃષ્ણમય તે બની ગયાં એમ સૂચવ્યું. લોકશિક્ષાર્થ ગૃહસ્થાશ્રમના ધર્મોનો સ્વીકાર કર્યો છે, વિગેરે સર્વ વૈરાગ્ય કાર્ય છે. આ પ્રમાણે ગુણપ્રકરણ છ અધ્યાયનું પૂર્ણ થયું અને સ્કધ પણ સમાપ્ત થયો.

## દશમસ્કંધ સમ્પૂર્ણ.

# એકાદશસ્કંધ મુક્તલીલા નિરૂપણ

પ્રભુની ઈચ્છાથી કે ભક્તની ઈચ્છાથી અથવા સેવાથી જે અપૂર્ણ હોય તેવા, અથવા "ભક્તની ઈચ્છા ન હોય તો પણ અણુગતિ અક્ષરબ્રહ્મગતિ પ્રભુ આપે છે" આ પ્રમાણે ભક્તને ઉપર દર્શાવેલા ચાર કારણથી બ્રહ્મભાવ પ્રાપ્ત થાય છે. તે આ બ્રહ્મભાવરૂપી મુક્તિનું વર્ણન આ એકાદશના રહસ્યરૂપે છે.




આ એકાદશસ્કંધમાં મુક્તિનું વર્ણન કરવામાં આવ્યું છે કારણ કે દશમસ્કંધમાં નિરોધદ્વારા ભક્તિની સિદ્ધિ વર્ણવી ભક્તિસિદ્ધિ થયા બાદ સ્વરૂપપ્રાપ્તિરૂપ મુક્તિનું વર્ણન કરવું જોઈએ. તે મુક્તિરૂપ એકાદશસ્કધનાં મુખ્ય પ્રકરણ બે છે. જીવમુક્તિ પ્રકરણ, અને બ્રહ્મમુક્તિ પ્રકરણ, (૧) આ જીવમુક્તિ બે પ્રકારે થાય. બ્રહ્મભાવ અને સાયુજ્ય.

**બ્રહ્મભાવ પ્રકરણ પાંચ** અધ્યાયથી કહેવાશે. વિદ્યાથી બ્રહ્મભાવ થાય, એટલે બ્રહ્મભાવ થવામાં વિદ્યા કારણભૂત હોવાથી પંચ પર્વાત્મક વિદ્યા પંચ અધ્યાયમાં બતાવવામાં આવી. સારાંશ કે બ્રહ્મભાવ પ્રકરણમાં **વૈરાગ્ય** નિરૂપણ પ્રથમાધ્યાયમાં છે માટે પ્રથમાધ્યાયમાં વર્ણવેલો બ્રાહ્મણનો શાપ વૈરાગ્ય ઉત્પન્ન કરનાર છે. બીજા અધ્યાયમાં **સાંખ્યનું** નિરૂપણ છે. કારણ કે–કવિના વાક્યમાં ભેદબુદ્ધિ દૂર કરનાર ભગવદ્ધર્મનો બોધ આપવામાં આવ્યો છે, તે બોધ તત્ત્વ અને અતત્ત્વરૂપ સાંખ્યનું નિરૂપણ કરનારો છે. તૃતીયાધ્યાયમાં **યોગનું** નિરૂપણ કરવામાં આવ્યું છે, કારણ કે પ્રબુદ્ધના વાક્યમાં ગુરુના શરણદ્વારા ભગવદ્ધર્મનું શિક્ષણ આપી, ચારે તરફથી મનને નિઃસંગ બનાવવા વિગેરેનો ઉપદેશ ચિત્તવૃત્તિ

નિરોધરૂપી યોગનું જ પ્રતિપાદન કરે છે. ચોથા અધ્યાયમાં **તપનું** નિરૂપણ છે. નારાયણના તપનું નિરૂપણ કરવાથી અને અન્ય અવતારોનાં ચરિત્ર વર્ણવીને ચિત્તના પાપને શોષણ કરવા રૂપી તપ જ દર્શાવ્યું છે. પાંચમા અધ્યાયમાં ભગવદ્ભજન નહિ કરનારની નિંદા કરી આગળ જતાં ભગવદ્ભજન કરવાનું કહેલું હોવાથી **ભક્તિનું** જ નિરૂપણ કરવામાં આવ્યું છે. આ પ્રમાણે અવિદ્યા દૂર થાય. વિદ્યાદ્વારા બ્રહ્મભાવરૂપ મુક્તિ સિદ્ધ થઇ જાય છે.

**સાયુજ્ય પ્રકરણ** (અ૦ ૬ થી ૨૯) ભક્તિનું કારણ સાયુજ્ય છે. તેમ જ ભક્તિ સિદ્ધ થવામાં તત્ત્વનો અતિક્રમ કરવો એ પણ કારણ છે. આ તત્ત્વોની સંખ્યા ૨૪ છે. આ ચોવીશનો અતિક્રમ કેવી રીતે કરવામાં આવે છે તે જણાવવા માટે ચોવીશ તત્ત્વોની સંખ્યા જેટલા ચોવીશ અધ્યાયનું સાયુજ્ય પ્રકરણ છે. સાયુજ્ય પ્રકરણના પ્રથમાધ્યાયમાં મૂલપ્રકૃતિનો નાશ દર્શાવ્યો છે. બ્રહ્મા પ્રત્યે અને યાદવો પ્રત્યે ભગવદ્વાક્યમાં યદુકુલ સંહારનું વર્ણન હોવાથી અને મનુષ્યનાટ્ય પ્રભુએ ત્યાગ કર્યું તેથી પ્રકૃતિ નાશ થયાનું સમજાય છે. સાયુજ્ય પ્રકરણના દ્વિતીયાધ્યાયમાં ભગવાને ઉદ્ધવજી પ્રત્યે ભેદમાત્રને ભ્રમરૂપ કહેલા હોવાથી, અને સાતમા અધ્યાયના નવમા શ્લોકમાં આત્મામાં આ સર્વ જગતને જોવાનું લખેલું હોવાથી ભેદ માત્ર દૂર કરવાનો હેતુ આ અધ્યાયમાં છે. ભેદ ઉત્પન્ન કરનાર મહત્તત્ત્વ સર્વથા આ અધ્યાયમાં દૂર કરવામાં આવે છે.

આવી રીતે જે જે અધ્યાયમાં જે તત્ત્વનો નાશ લાગતો હોય તે તત્ત્વનું તે અધ્યાયમાં ગ્રહણ કરવું. આ પ્રમાણે ૬ થી ૨૯ અધ્યાયનું સાયુજ્ય પ્રકરણ સમજવું.

**બ્રહ્મમુક્તિ પ્રકરણ** (અધ્યાય ૩૦-૩૧) છે. તેમાં ભગવાને અહંતા મમતા રૂપ મનુષ્યનાટ્યનો ત્યાગ કર્યો એ મોચનરૂપ છે. મુક્તિરૂપ છે. અહંતા અને મમતા આ બન્નેનો નાશ કરવાનો હોવાથી બે અધ્યાયથી આ બ્રહ્મમુક્તિ પ્રકરણનું નિરૂપણ છે. આ પ્રમાણે એકત્રીશ અધ્યાયથી એકાદશસ્કંધ પ્રકરણ વિભાગ સમજવા. ૨૯ પ્રકારના જીવની મુક્તિ ૨૯ અધ્યાયથી નિરૂપણ કરી, અને છેલ્લા બે અધ્યાયથી બ્રહ્મમુક્તિ નિરૂપણ કરી.



---

એકાદશસ્કંધનું ભૂભારહરણ રહસ્ય—તે દ્વારા-નિરોધ એ-મુખ્ય ઉદ્દેશ છે. પ્રભુને પૃથ્વીનો ભાર ઉતારવો છે. એ બીજ છે. કારણ છે. આ બીજનું કાર્ય કાયા, વાણી અને મનથી પ્રભુએ કર્યું. પ્રથમ શ્લોકમાં કાયાથી જે કાર્ય કર્યું, તેનું નિરૂપણ થાય છે. આ ભૂભારહરણ કરવાનું વૃત્તાંત પ્રથમ દશમસ્કંધના પહેલા અધ્યાયમાં નિરોધપણાથી વર્ણવામાં આવી ગયું છે. એના કરતાં આ ભૂભારરૂપ દૈત્યનો વધ જુદાજ પ્રકારે વર્ણવાય છે, 'ભૂમિદૃસનૃપવ્યાજ' આ જન્મ પ્રકરણ સુબોધિનીજીની કારિકામાં ભૂભારહરણ વૃત્તાંત છે. ત્યાં જે કંસ જરાસંધ વિગેરે રાજાઓ દૈત્યો વર્ણવામાં આવ્યા, તેમનો વધ નિરોધના અંગભૂત હતો, તેથી ભૂભાર ઉતર્યો નહિ, માટે ભૂભારહરણ સ્વતંત્રતાથી એકાદશમાં કહેવામાં આવ્યો છે. જો આ દશમસ્કંધના ભૂભારહરણ કથાનો અનુવાદ હોય તો કાલનેમિની માફક આ દૈત્યનો મોક્ષ ન થાય. કારણ કે મોક્ષ માટે વધ કરવામાં આવેલો નથી, મોક્ષ માટે વધ કરવામાં આવેલો ન હોવાથી દૈત્યો ફરીથી પૃથ્વીપર ઉત્પન્ન

(આ ફૂટ નોટ-૫૮-૩૯-૪૦-૪૧-૪૨ સુધી ચાલુ છે.)

# દ્વાદશસ્કંધ આશ્રયલીલા નિરૂપણ

—:०:—

આશ્રય

| કૃષ્ણાશ્રય. | જગદાશ્રય. | વેદાશ્રય. | ભક્તિયોગાશ્રય. | ભાગવતાશ્રય. |
|---|---|---|---|---|
| અ૦ ૩ | અ૦ ૨॥ | અ૦ ૧॥ | અ૦ ૩ | અ૦ ૩ |

હવે બારમા સ્કંધનો આરંભ કરવામાં આવે છે. મુક્તિનું વર્ણન એકાદશમાં કર્યું. મુકતોનો આશ્રય શ્રીકૃષ્ણ છે માટે મુક્તિ પછી આશ્રયનું નિરૂપણ કર્યું છે. આશ્રય પાંચ પ્રકારનો છે તેથી બારમા સ્કંધમાં પાંચ પ્રકરણ છે. કૃષ્ણાશ્રય–જગદાશ્રય–વેદાશ્રય–ભક્તિમાર્ગાશ્રય–ભાગવતાશ્રય આવા પાંચ પ્રકાર આશ્રયના છે.

---

થાય અને પૃથ્વી ભારથી પુનઃ પીડાય અને દેવોએ કરેલી ભૂભાર ઉતારવાની પ્રાર્થના ફોકટ જાય. જો મુક્તિ થાય તો જ દૈત્ય ફરી પૃથ્વી ઉપર ન આવે, બરોબર કાર્યસિદ્ધિ થાય માટે એક જ ભૂભારહરણ જુદા જુદા પ્રયોજન માટે જુદા જુદા પ્રકારે શ્રીશુકદેવજી વર્ણન કરે છે.

બે વખત વર્ણન દોષરૂપ નથી. પશ્વાણ્ડક પૂર્વાધ્યાય ચતુર્થાનુવાકમાં કહ્યા છતાં પુન; ભિન્ન પ્રયોજન માટે ચતુર્થોધ્યાયના એકાદશાનુવાકમાં પુનઃ કહી છે. આવી રીતે વેદમાં પણ વાગુપ્રક્રમોવાખ્યાનમાં વાગ્ અવરોધનું વર્ણન જુદા જુદા પ્રયોજનથી બે વખત વર્ણવ્યું છે. દૈત્યો વધ કરવા લાયક હોવાથી દૈત્યવધ તો પૂર્વે જ સિદ્ધ છે. તેવું અત્રે પ્રયોજન ન હોવાથી તે દશમસ્કંધનું અત્રે વર્ણન કરવામાં આવતું નથી.

એકાદશસ્કંધના ભાવાર્થમાં પ્રભુના સંકર્ષણ અંશનું ચરિત્ર હોવાથી અત્રે શ્રીકૃષ્ણ પણ સંકર્ષણરૂપ જ સમજવા. ભૂભારને ઉતારવામાં બલભદ્ર સહિત અને યાદવ સહિત તે સંકર્ષણ પ્રભુ હતા. બલરામ સહિત હોવાથી કેશવપણું જણાવે છે. ભૂભાર ઉતારવા જ આ સંકર્ષણ અંશને અવતાર લેવો પડેલો હોવાથી ભૂભાર ઉતારવા જ યાદવોથી વિંટાયા; જોડાયા. અથવા યાદવોએ ભૂભાર ઉતારવા જ પ્રભુની દેવવત્ પ્રાર્થના કરી, પ્રભુનો અવતાર ભૂભાર ઉતારવા જ છે. પ્રાર્થના કરવાની શી જરૂર હતી ? જરૂર એ હતી કે આસજને પીડા થતાં પોતાના દેહમાં જ પોતાને પોતાનો ભાર થાય, તો પછી પીડા કરનારાનો ભાર કેમ ન લાગે ?

અર્થાત્ પ્રભુના પ્રાદુર્ભાવ માત્રથી જ પૃથ્વીનો કલેશ દૂર થઈ જતાં પૃથ્વીને દૈત્યો રસાતલમાં લેઈ જવાને તૈયાર થયા. આ પ્રકારે કલિકલહ જાગે તો ક્રોધાવેશ થાય, અને તે ક્રોધાવેશથી જ પૃથ્વીના ભારનું અનુસંધાન દૂર કરવાને માટે જ સર્વત્ર ભૂમિમાં અત્યન્ત વેગવાળો કલિ જગાડ્યો. જો ભારનું સંધાન દૂર ન કરે તો પૃથ્વી ડૂબે, સાથે મનુષ્યોમાં જન્મેલા સ્વકીયો પણ ડુબી જાય, તેમ જ ભાર ન થાય તો આગળ જે પ્રભુને કાર્ય કરવાનું છે, તે ન જ થાય, માટે કલહ કરાવી તે દ્વારા ભૂભાર હરવા વધ કરશે. કારણ કે પ્રભુ પોતે નિન્દ્ય કર્મ કરતા નથી. માટે નિમિત્તભૂત કલહ જગાડવો છે.

આવો આશય દશમસ્કંધમાં કંઇ પણ દર્શાવવામાં આવ્યો નથી. માટે આ તેનો આ અનુવાદ છે એમ શંકા કરવી નહિ. 'મારા પર આસુર વંશના રાજાનો અત્યંત ભાર છે' આ વાક્યનો અનુવાદ છે, માટે દશમસ્કંધમાં જે દૈત્યના વધરૂપ ચરિત્ર કહેવામાં નથી આવ્યું તેજ અત્ર કહેવાય છે, એમ સિદ્ધ થયું.

## આ પાંચ પ્રકાર દ્વિતીયસ્કંધમાં કહ્યા છે

પ્રથમ दशमस्य विशुद्ध्यर्थम् ૨–૧૦–૨ આ શ્લોકમાં एतैर्निरूपितैः आश्रयः पदार्थान्तरात् स्पष्टः शुद्ध' निरूपितो भवति સર્ગાદિ નવનું નિરૂપણ કરવાથી દશમો આશ્રય સ્પષ્ટ બીજા પદાર્થોથી જૂદો નિરૂપણ કરાય છે.

બીજો. "आभासश्च निरोधश्च" ૨–૧૦–૭ શ્લોકમાં જગત્‌ની ઉત્પત્તિ–સ્થિતિ–લય–કર્તૃત્વરૂપ દ્વિતીય આશ્રય છે.

ત્રીજો. "त्रितयं तत्र यो वेद स आश्रयः स आत्मा"। જે આધ્યાત્મિકાદિ ત્રણને જાણે તે આશ્રય. એવા ત્રિતય જાણવાવાળા આત્મરૂપ ભગવાન્ આશ્રય છે.

---

(પૃ. ૩૯) હવે ભૂભાર ઉતારવામાં વાણીથી જે કર્યું તે કહેવામાં આવે છે. ભગવાન્ નિન્દિત કર્મ કરતા નથી, માટે પ્રભુની સમક્ષ જે દૈત્યો આવ્યા તે આધિદૈવિક હોવાથી ભગવાને જ તેમને માર્યા. જે ભગવાન્ સાથે વિરોધ ન કરતાં પરસ્પર વિરોધ કરનારા દુર્યોધન વિગેરે તો ભગવાનમાં સમભાવ રાખનારા જાણવા. તેમાં જે ભગવાનની આજ્ઞાનું પાલન કરનારા હતા, તેમણે તો બીજાઓને માર્યા. જેનો પડકાર કરી શકાય એવા શત્રુઓએ અનેક અપરાધોથી બહુ પ્રકારે પાંડવો કોપાયા, લાક્ષાગૃહમાં બાળ્યા. કપટદ્યૂત રમાડી, કપટનું ભાન થતાં પણ કોપ થયો. તેમાં પણ મશ્કરી કરવા મોડી કોપાગ્નિમાં ઘી હોમ્યું. 'આ તલમાં હવે તેલ નથી.' એ કહેવત બોલીને પરાક્રમ વગરના પાંડવો થયા એમ વારંવાર મશ્કરીમાં સાંભળવું પડે તે વીર પાંડુના પુત્રોને અસહ્ય હતું. આ વાણી દ્વારા પણ અપરાધ કર્યો. દ્રૌપદીના કેશ ખેંચી કાયિક અપરાધ કર્યો. આ પ્રમાણે કોઈ દિવસ ન ભૂલી શકાય એવા અપકારથી પાંડવોને કોપાવી, તેમને નિમિત્ત કરી રાજાના વેષધારી, અસુરાવેશવાળા રાજાઓને મારી શ્રીકૃષ્ણચન્દ્રે પૃથ્વીનો ભાર ઉતાર્યો. પૃથ્વી ઉપર ભાર કેટલો હતો, કેટલો ઓછો થયો, અને કેટલો બાકી છે, એનો વિચાર કરવામાં આવે છે. રાજાઓ અને સૈનાઓ ભાર રૂપ હતાં, યાદવો દ્વારા ભગવાને તે ભાર ઉતરાવ્યો. યાદવો–પાંડવો અને બીજા કેટલાક દ્વારા આ ભાર ઉતરાવ્યો.

યાદવકુલ—દેવ અને દૈત્યોમાં દેવો દુર્બલ હોય છે. માટે ભગવાન વડે યાદવો રક્ષણ કરાયલા હતા, ભગવાનના બાહુરૂપ આધિદૈવિક દેવો જ આ ભાર ઉતારવા પ્રેર્યાં હતા. ભગવાને વિચાર કર્યો કે "હું ભાર ઉતારવા આવ્યો પરન્તુ ભાર તો ઉતર્યો ન ઉતર્યા બરાબર છે," આ પ્રમાણે પૃથ્વીમાં આત્મભાવથી વિચાર કર્યો, આ ભાર ભગવાનના અંશભૂત હતો. એટલે આ ભાર ભગવદ્રૂપ હતો. તે ભાર સાર્વજનિક ન હતો, પહેલાં જે ભાર હતો તે ભાર તેના કારણ સહિત ગયો. પણ ભાર દૂર કરનારાનો જ ભાર વધી ગયો, તે પણ ઉદ્ધત બની ગયા, આશ્ચર્યની વાત છે કે જે સાધક હતા તેજ બાધક–ભારરૂપ–થયા છે. તેવું જ આ યાદવકુલ છે, કે જે જેના તરફની અનેક પીડાઓ સહન કરતાં તે કુલ સાંખી ન શકાય એવું મોટું થઇ ગયું છે, આ ભાર દેવો અથવા ભૂમિ દૂર ન કરી શકે એવો છે. આ આધિદૈવિક ભાર તેમનાથી દૂર ન જ થઈ શકે, ત્યારે શી રીતે દૂર થશે તે જાણવું જોઇએ. યદુકુલનો ભાર યદુકુલ વિના દૂર ન થઈ શકે. વૃષ્ટિ વગેરે પણ ઇન્દ્ર પ્રેરિત થતાં નથી, એમાં પણ ભગવદિચ્છાધીન છે. આ કુળને હરાવી શકાય નહિ તો નાશ તો થાય જ નહિ. શાસ્ત્રમાં મોટાંની અપકીર્તિ વિગેરે મરણ બરોબર ગણાય છે. પણ જેનો પરાભવ એટલે અપમાન પણ થઈ શકે નહિ, એવું આ કુલ છે. ગ્રહણીત કે પોતાનામાં દોષ હોય તો જ અપમાન થાય, આ કુલ તો મારા–ભગવાનના જ આશ્રયે રહેલ છે. એટલે તેમનામાં મદ વિગેરે દોષ